# બ નામે યજદે બક્ષાયન્દેહે બક્ષાયેશગરે મેહેરબાન. તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી બા એજમતી નીરંગ

જેમાં

અષેમ, યથા, પાંચ ગેહે, સઘલી નીઆએશો, યશતો, ( ઝંદ બેહેમન યશત સુદ્ધાં ) પતેતો, " મરહુમોની યાદ માટે ભણવાનો કરદો, " બાજે, નમસકારો, મુકતાદનાં પાક દિવસો પર પઢવાનો ફરાંમરઓદનો હા, ગાથાના હા, સતુમ, ધુપનીરંગ, સઘળાં આફરંગાંનો, અફરીનો, ક્ષનૂમનો, ઘેહેસારણું આશીરવાદો, ત્રિસે રોજની સેતાએશો, અવસતાની નીરંગો; ( ૪૩ ) મોનાજાતો, ) ઉપરાંત હાલની એજમતી નીરંગો, વિગેરે પાક ખુદાવંદની બેહેતર બંદગી કરવાનું શેહેનશાહી ફીરકાને બરની બાબદોથી ભરપુર મોટું પુસ્તક કે જે એના જેવું સંપુર્ણ, સફાઇદાર, અને સરલ ઉચ્ચારનું આવું આખું દફતર ઇ૦ સ૦ ૧૯૦૨માં મરહુમ મીસ દીનબાઇ સોરાબજી એન્જીનીયરે રચી પ્રગટ કરયું હતું. જેની આ બીજી આવૃતી વધુ સુધારા વધારા સાથે રચી છપાતી છે.

---

લખનાર,

**મરહુમ મીસ દીનબાઈ સોરાબજી ઘાટીગરા એન્જીનીયર.**

---

પ્રગટ કર્ત્તા,

**મીસીસ ખુરશેદબાનું માણેકશા સોરાબજી ઘાટીગરા એન્જીનીયર,**

મીરઝાંપુર રોડ—અમદાવાદ.

---

સાલ ૧૨૯૨ યઝદેજરદી — સને ૧૯૨૩ ઇસવી.

આવૃત્તી બીજી — કોપી ૧૦૦૦.

કીમત રૂ. ૯-૦-૦. પોસ્ટેજ તથા પેકીંગ ચાર્જ જુદું.

ધી " અમરસિંહજી " પ્રિ. પ્રેસમાં પઠાણ નુરખાં અમીરખાંએ છાપી.
ઠે. મીરજાપુર રોડ વુડલેન્ડ બંગલો
અમદાવાદ.

## ( “ પાક દાદાર અહુરમજદનાં ૧૦૧ નાંમ. ” )

પાક રૈહેમી યજદાં દાનાં સાહેબ કે જે પોતે પોતાની મેળે પેદા થયો છે, તે પાક દાદારનું બુલંદ નામ અહુરમજદ છે, કે જે સઘાઇ ભરેલો અને નુરમંદ ગેબીઓને દરમીઆન ગેબી અને ઘણો બુલંદ છે, કે જેનું પવિત્ર નામ સર્વેને પ્યારૂં છે તે દાદારનાં ૧૦૧ નામો જે કોઇ આસામી આ દુન્યાનાં દરમ્યાનમાં રાત અને દહાડો બુલંદ અવાજે, બેસતી વખત યા બેઠેથી ઉઠતાં, કુસ્તી બાંધતાં યા છોડતાં, યા કોઇબી જગ્યાએથી, ઘેરથી, શેહેરથી બાહાર નીકલતાં, યા તમામ જગામાં હરદમ એ નામો જે કોઇ યાદ કરે, અને બુજોર્ગીથી પઢે તો તે આસામીને અનેક પ્રકારની આફતમાં, યા મુશ્કેલીમાં પાસબાનીનાં કરનાર, અને મદદગાર થઇ પડે. સર્વ શુભ કામોમાં, યા નવું કામ આરંભતાં, યા બંદગી કરવાં પેહેલાં, યા દિવસની બદલાતી દરેક ગેહમાં, યા બાંમદાદનાં ખુશ વખતમાં, જે કોઇ આસામી મર્દ યા બાનુ યા બચ્ચું કોઇપણ પઢે તો કોઇબી દિવસ મુશ્કેલીમાં નહિં આવી પડે.

૧ યજદ.
૨ હરવસપતવાંન.
૩ હરવસપઆગાહ.
૪ હરવસપખોદા.
૫ અબદેહ.
૬ અબીઅનજાંમ.
૭ બુનેશતહ.
૮ ફરા-ખસતંતહ.
૯ જમગ.
૧૦ પરજતરેહ
૧૧ તુમે અફીચ.
૧૨ અબરવંદ.
૧૩ પરવંદા.
૧૪ આનઅયાફેહ.
૧૫ અમેહઅયાફ.
૧૬ આદરો.
૧૭ ગીરા.
૧૮ આચેમ.
૧૯ ચમના.
૨૦ સફના.
૨૧ અફજા.
૨૨ નાશા.
૨૩ પરવરા.
૨૪ યાંનેહ.
૨૫ આઇનઆઇનેહ.
૨૬ આંનઆઇનેહ.
૨૭ ખરોશીદતુમ.
૨૮ મીનોતુમ.
૨૯ વાસના.
૩૦ હરવસપતુમ.
૩૧ હુસેપાસ.
૩૨ હરહમીદ.
૩૩ હરનેકફરેહ.
૩૪ બીશતરના.
૩૫ તરોબીશ.
૩૬ અનુશક.
૩૭ ફરશક.
૩૮ પજુહદહેદ.
૩૯ ખોઆફર.
૪૦ અફખશીઆ.
૪૧ અબરજા.
૪૨ અસતુહ.
૪૩ રખુઅ.
૪૪ વફન.
૪૫ અફરીફેહ.
૪૬ બફરીફતેહ.
૪૭ અદુઆઇ.
૪૮ કામરદ.
૪૯ ફરમાન કામ.
૫૦ આઇખતન.
૫૧ અફરસુશ.
૫૨ હમારના.
૫૩ શનાયા.
૫૪ અતરસ.
૫૫ અબીશ.
૫૬ અફરાજદમ.
૫૭ હમજુન.
૫૮ મીનોસતેહગર.
૫૯ અમીનોગર.
૬૦ મીનોનહબ.
૬૧ આદરબાદગર.
૬૨ આદરનમગર.
૬૩ બાદઆદરગર.
૬૪ બાદનમગર.
૬૫ બાદગેલગર.
૬૬ બાદગરતુમ.
૬૭ આદરકીબરીતતુમ.
૬૮ બાદગરજાએ.
૬૯ આબતુમ.
૭૦ ગેલઆદરગર.
૭૧ ગેલવાદગર.
૭૨ ગેલનમગર.
૭૩ ગરગર.
૭૪ ગરઆગર.
૭૫ ગરઆગરગર.
૭૬ અગરઆગર.
૭૭ અગરોગર.
૭૮ અગરાઓગરગર.
૭૯ અગુમાન.
૮૦ અજમાન.
૮૧ અખુઆ.
૮૨ આમીશતહુશર.
૮૩ ફશુતનાં.
૮૪ પદમાંની.
૮૫ પીરોજગર.
૮૬ ખુદાવંદ.
૮૭ અહુરમજદ.
૮૮ અબરીનકેહાનતવાંન.
૮૯ અબરીનનતવા.
૯૦ વસપાંન.
૯૧ વસફર.
૯૨ ખાવર.
૯૩ અહુ.
૯૪ અવખશીદાર,
૯૫ દાદાર.
૯૬ રયુમંદ.
૯૭ ખુરહેમંદ.
૯૮ દાવર.
૯૯ કેરફેગર.
૧૦૦ બોખતાર.
૧૦૧ ફરશગર.

---

નોટ. ખુદાનાં જાતી નામો ૩૭ છે અને બીજાં સેફાતી છે. ૧ લું ‘ દાદાર ’ = ‘પેદા કરનાર, ઇનસાફ કરનાર, બખશેશ કરનાર. ૨ જું ‘ અશો = પાક, પરહેજગાર. ૩ જું અહુરમજદ = દાનાં સાહેબ, અક્કલમંદ.

# હુમત હુખ્ત હવરશત



જરથોસ્ત સાહેબે જાહેર કીધેલી જે દીન,
તેજ તરીકાએ ચાલે તેઓને આમીન.

(સરોશ બાજ.)



**મરહુમ મીસીસ મેહેરબાઈ સોરાબજી એનજીનીયર.**

જન્મ—રોજ ૩જો અરદીબેસ્ત, માહ ૩જો ખોરદાદ શેહેનશાહી સને ૧૨૨૮ યઝદેઝરદી, તા ૨૬મા ડીસેમ્બર સને ૧૮૫૮ ઇસ્વી.

મરણ—રોજ ૬ઠો ખોરદાદ, માહ ૧૧મો બેહેમન શેહેનશાહી સને ૧૨૮૮ યઝદેઝરદી, તા. ૧૩મી જુલાઇ સને ૧૯૧૯ ઇસ્વી.

ઇ. સ. ૧૯૧૪નાં સાલમાં "અખંદ દુનીયાની ઉતપંતીની ચોપડીના" પ્રગટકર્તા.

ઈ સ. ૧૯૧૭નાં સાલમાં "મોટી ખોરદેહ અવસ્તાએ-શેહનશાહી ખુલાશાના માએનીના સાર સાથે બા અજમતી નીરંગો"ના પ્રગટ કર્તા.



## મરહુમ મીસ દીનબાઈ સોરાબજી એનજીનીયર.

જન્મ—રોજ ૯મો આદર, માહ કર્તે ખોરદાદ શાહેનશાહી સને ૧૨૪૬ યઝદેઝરદી તા. ૨૭મી નવેમ્બર સને ૧૮૭૬ ઇસ્વી.

મરણ—રોજ ૧૦મો આવાં માહ ૫મો અમેરદાદ શાહેનશાહી સને ૧૨૮૮ યઝદેઝરદી, તા. ૧૮મી જાનેવારી ૧૯૧૯ ઇસ્વી.

ઇ. સ. ૧૯૦૨ના સાલમાં "તમામ પાક ખોરદેહ અવસ્તાએ શાહેનશાહી બા એઁજમતી નીરંગ"ના પ્રગટકર્તા.

ઈ. સ. ૧૯૧૪ના સાલમાં "પાક મહજબે જરતોસ્ત વ. હાલતે જરતોસ્તી આંને ઇંઝમાન"ના પ્રગટકર્તા.

ઈ. સ. ૧૯૧૭ના સાલમાં "અહેવાલે નૌશારવાંન આદેલ વ મજદક બા મેહેમુદશાહ"ના પ્રગટકર્તા.

A 2656 લક્ષ્મી આર્ટ, મુંબઈ, નં. ૮.

# અર્પણ પત્રીકા.

**રેહેમી દાદાર પાક માલેક, (બંન્ને અશો પવીત્ર રૂહોને**

**ગુરથમાન બેહસ્ત બક્ષો.**

"ખરેજ ફીરેસ્તાઈ, હાતમ દીલનાં, અશો પરોપકારી પરદુઃખભનજનો" મારાં વ્હાલાં મહેરબાનો "મરહુમ માતાજી મહેરબાઇ સોરાબજી એન્જીનાયર" તથા "મરહુમ બેહનજી દીનબાઇ સોરાબજી એન્જીનીયર" કે જેઓએ, અસલથી મુજને અહુરમઝદ તરફથી, રૂહશાદ અશો પેગંમબર જરથોસ્ત મારફતે આવેલા આપણા બુલંદ મહઝબો શિખવવા, તેમજ બાળપણથી ઉછેરવા અતિ ઘણી જેહમત, અને પોતાથી બ…તી મેહેનત લીધી હતી એઓ નેકનામ, નામદાર, નામીચાં મ્હાનોને સામટાં એહસાંનનો બદલો તો કોઇપણ પ્રકારે કદીબી વાળી શકાયજ નહી, તેમજ એઓ બંન્ને ખરેજ લાગણીવાળાં સખી વજુદોની ખાલી થયલી જગ્યા પણ પુરી શકાશે નહી, તેવાં હાતમ સરીખા મોટાં દીલનાં અને લુકમાન જેવાં કાબેલોની, ઘટીત સ્તુતી કરવાની મુજ સરીખાની નાતવાન ઝમાનમાં પણ તાકદ નથી, તોયે તેઓ ધર્માતમા, બાહદુરોના, અશોપવીત્ર બંન્ને રૂહઓને ઘણાંજ એહસાનના ઉભારા સાથે મુજના ખરાં અંતઃકરણ અને વફાદાર હૈડે, પણ ઘણ ભારી અને ગમખ્વાર જીગરે દેલોજાન, તનોમન અને સરોચશ્મથી આ અશો અહુરમઝદથી નેમાયલા આપણા દાનાવ પેગંમબર જરથોસ્તના નેક સખુનો, તેમજ બુલંદ અહુરમઝદની આપણી તરફની અદના પિછાણની આ પાક કલાંમોની કેતાબ મારા સર્વમાન, નમ્રતાઇ અને ખરીજ લાગણી સહિત બંન્ને અશો રૂહોને અર્પણ કરૂં છું.

લી. કમતરીન,

**માણેકશા સોરાબજી,**

**ઘાટીગરા એનજીનીયર.**

## આ પાક કીતાબમાં ("બન્ને મરહુમોની") છબીઓ આપી છે તેનો લાગણી પુરવક ખુલાસો"

તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહનશાહી બા એજમતી નીરંગો સાથનું મોટું પુસ્તક ઇ. સને ૧૯૦૨ માં પહેલી આવૃતી મારાં મરહુમ બેહેનજી મીસ દીનબાઈ સોરાબજી એનજીયરે ઉપલા નામની કીતાબ રચી પ્રગટ કરી હતી જેનો સદ ઉપીઓગ હમદીન બાનુઓ અને ગ્રહસ્થોએ પ્રગત કરતાની સારી લાગણી સહીત ઉપીઓગ કીધો છે, તેઓ મેહેરબાનો તરફથી ( મીસ દીનબાઈ સોરાબજી એન્જીનીયરનીજ ) પાક ખોરદેહ અવસ્તાની ફરી વધુ માંગણી " છબીઓ સહીત " કરવાથી; આ તકે મુજ કમતરીનની ઇચ્છા ( બન્ને મરહુમોના રૂહશાદ નામો અને એઓએ પોતાની હૈયાતીમા રચેલી સઘળી બુકો મરહુમોની છબીઓમાંજ વીગતે છપાવ્યું છે. ) બીજી આવૃતી રચી પ્રસિધ્ધ કરવા તેમજ એ બુકના કદરદાન માનવંત ગ્રાહકોની આતુરતાને પુર્ણ કરવા આ કીતાબ રચવા કોઇપણ રીતથી અધુરૂં નહીં રાખતાં સર્વ સંપુર્ણ કાંમ પાક ખુદાવંદની રેહેમા બક્ષેશોને માંન આપી રચી પ્રગટ કર્યું છે.

લી. નેક ઉમેદગારોનું ભલું ઇચ્છનાર

**માણેકશા સોરાબજી.**

ધાટીગરા એન્જીનીયર.

# નમસેતે અહુરમઝદ.

## પહેલી આવૃત્તિનો દીબાચે

અય અને મઝદ ઓ અહુર તારી તમામ પેદાયસો પર તું સુખેથી રાજ ભોગવ, અય રેહેમી ખાવીંદ તારૂં પાક અને મુબારક નામ ઝુબાનપર લઇ તુંજ કીર્તિવંત કીતારની યાદ હેડે ધરી હું આગળ વધીશ. તુંજ પાક ગેબી ઝસેહમદ સાહેબનાં બુલંદ નામની એજ- મતી અસરથી બેસમજ ચરંદાઓ બેખબર નથી તો ઇનશાન કે જેઓને તું મીનોઆંન મીનો સાહેબ તરફની સમજ શક્તિની બેમુલી ભેટ મળી છે તેઓ કેવી પ્રકારે તારી પવિત્ર યાદ ભુલશે? તુંજ સાહેબે સખાવત અને કુલ્લે ખલકતનાં માલેકની યાદ દર ડગલે અને હર પગલે દરેક દાનેશમંદ આદમ કરવાને ચુકતુ નથી.

અય સૃષ્ટિનાં સરજનાર અને ઓહોલી કુદરતનાં પેદા કરનાર હફતકેશ્વરનાં માલીક, અર્શ કુરશીનાં અને બુલંદ મરતબાનાં ધણી, ગરીબ તવંગરને એક સરખી નજરે જોનાર, ફકીરને પાદશાહીનાં આપનાર, રાજવંશીઓને ભલી અક્કલનાં દેનાર, નાચારોને નવાજનાર, ગુનેહ- ગારોને ગુનાહનાં બક્ષનાર અદલ ઇનસાફી, નાપાકી દુર કરી પાકી પરહેજગારીનાં ફેલાવનાર પરવરેશ કરનાર, જીવ બક્ષનાર, અંધકાર બાજુ કરી રોશનીનાં પ્રસાવનાર, અય તમામ પેદાયસોનાં રેહેમી પેદર તારી અચુક કુદરતમાં તું હર જગે હાજર છે. અય દયાળુ દાતાર અને હસ્તીનાં ખાવીંદ તાહારી કમાલ કારીગરીથી તેં અજબ રંગનાં આસમાંનો પેદા કરી તેમાં અનદીઠ રોશન સેતારાઓને જગ્યા આપી. અય કેરફેગર તારી મીશાલનો કોઇ છે નહિં અને થશે બી નહિંજ, તુંજ દાદારની હદ તથા આખેરી છેજ નહિં.

તુરમંદ ખુરશેદ, રોશન માહાતાબ, ઝલકતા સેતારાઓ, શાન્ત ઉંચાઇ, તળ્યાં વગરની ઉંડાઇ, જગત અને જીંનત, એ સર્વે ચીજો તુંજ રાહાબરની હસ્તીની ગવાહી છે. ઓ રા- સ્તીનાં ચાહનાર ખાવીંદ તારી શક્તિ, તારી ગેબી કરામત, તારાં ડહાપણ, તારાં અનહદ ભંડોળ તારા પ્યારની પિછાણ કરવામાં આદમ જાતનો પ્રત્યેક પ્રયત્ન પાછળ પડે છે.

મેહેનત કરવાને ઉતેજન આપનાર, ભલાં કામોમાં ઉજ્ઞા આપનાર, શાંત કલાકો વચ્ચે જીવમાં ખુશાલી પ્રશાવનાર પણુ તુંજ માલીક છે. આતુર અંતઃકરણને દિલાસો દેનાર પણુ તારૂંજ નામ છે. અગર તમામ દર્યાવોની શાહી બને, દુન્યાનાં વૃક્ષોની કલમ થાય, અને જગતનાં ઝાડોનાં પાંદડાં કાગળનાં આકારમાં બદલાઇ જાય, તથા પૃથ્વીનાં દરેકે દરેક આસામીઓ તારી વખાણુ અને તુંજ માલેકે હરદુ જહાનની કીર્તિનાં લખાણુ કરવામાં જમાનાઓ સુધી રોકાય, તો પણુ તુંજ આફ્રીનંદની ખુબીઓ સંપૂર્ણ ચીતારવાને નિષ્ફળ નીવડે.

તું એકજ પરવરદેગાર કે જેને જમીનપર તમામ જેબદાર વનસપતી ઝાડો સરજ્યાં. અને રંગબેરંગી ચરંદાં પરંદાંઓને પેદા કરી તેઓનેબી ઉગનારી વસ્તુઓથી ખોરાક બક્ષ્યો.

અય અદલ ઇનસાફી બુઝર્ગ શેહેનશાહ, જમાનાઓનાં સરદાર, તુંજ રાસ્ત દાદધરની યાદ બાંમદાદને વખ્ત એક ઇનશાંન કરે તે અવ્વલ એક પરંદું કરે છે તે પરંદું તારી બુલંદ આવાજે યાદ કરી. સમજ શક્તિ ધરાવતાં ઇનશાનોને ખાબમાંથી બેદાર કરે છે. તે બે-સખુન મુર્ઘનાં બુલંદ અવાજથી કુલ્લે ખલકતનાં ઇનશાનો રોશન રોઝની યાદ થતાં હેબતથી ખાબમાંથી જાગી ઉઠે છે, અને નીમક રોટી મેળવ્વાને પોત પોતાનો પ્રયત્ન કરે છે.

તો ઓ રાસ્ત અને રેહેમી દાવર તારાં પેદા કરેલાં કેટલાં થોડાં ઇનશાનો કામ પર લાગવા પેહેલાં રોશન રૂઝની શરૂઆતમાં તારી પવિત્ર યાદ હૈડે ધરે છે. અને તે વાચા વગરનાં પ્રાણીનો કેટલાં ઇનશાનો દાખલો લઇને તું હમેશગીનાં શેહેનશાહની બંદગીમાં મશગુલ થાય છે, આફ્રીન, સદ હજાર આફ્રીન, હઝારો હઝાર આફ્રીન, તે બે—સખુન પ્રાણીઓને કે જેઓ બાંમદાદનાં ખુશ વખ્તમાં, રોશન રોઝની શરૂઆત થતાં પાક નુરમંદ ખુરશેદ ઇઅઝદની સ્વારીનો સ્હેજ ઝલકાત આતશાઇ રોસ્નીનાં આકારમાં આ ખલકની રૂપેરી ધારીપર ઝલકે, તેવા ખુશ, મધુર, અને ઠંડા વખ્તે ખાબથી બેદાર થઇને તુજ બારે-હક-તાલાની ગેબી બક્ષેશ માટે મધુર હલકે તું બુલંદીનાં ખાવીંદની યાદ કરે છે. તે મુર્ઘ એક વાચા વીનાનું પ્રાણી છે યાને સમજશક્તિનું ઉમદા જવાહીર નથી, છતાં તે પોતાનાં પેદા કરનાર, પાળનાર, પરવરેશ કરનાર, રોશન રાહબરની યાદ કરવાની ઉત્તમ અકલ ધરાવે છે.

જ્યારે ઇનશાનો કે જેઓને માટે તું સાહેબે બીનયાઝે તમામ જેહાંન અનેક ચીજોથી ભરપુર કરી અને તેઓને હાકમ મીસાલ તારી તમામ પેદાયશમાં સર્વથી શ્રેષ્ટ દરજ્જાનાં સર્જાવ્યાં છે, અને બેમુલ પેદાયસોનો છુટે હાથે ઉપ્યોગ કરવાની સત્તા બક્ષી છે. અને ઇનશાન પોતે એક સમજશક્તિ અને ઉમદા અકલ ધરાવનાર બેમુલ પ્રાણી, હોવા છતાં તું બે નઝીર સાહેબની બંદગી આરાધના કરવાનું ભુલે તે તેઓને સઝાવાર છે?

અય દસ્તગીર, તારી હસ્તીની યાદ તે કોણુથી ચુકાશે? કે તુંજ દાવરે તાશજ પાક ઓહરમંદ નીરાકાર ગેળામાંથી દરેક ઇનશાનનાં જીગરમાં પવિત્ર ચંગારી મેલી છે, તુંજ પરવરની યાદ વીનાનું ઇનશાન એક નકામું, જીવ છતાં જીંદગી વીનાનું, બે-સખુન પરંદાંઓ કરતાં ન બેહેતર, અને બે-સમજ ઢોર કરતાં બી બે-અકલી છે.

અય માલીક, તુ સ્થંભો સ્વાલ જાહેર છે. પાક, રોશન બલંદમંદ ખુરશેદનાં નુરમાં, અને રોશની ભર્યા ઠંડા માહાતાબનાં પ્રકાશમાં તારી પરહેજગારી ભરી નાજરીનો ખ્યાલ તુજ તરફે હમો ખાકી ઇનશાનોને આપ્યો છે.

આતશ એહેરાંન, આતશ-બહરાંન, અને દરેક બંગ્રી [illegible] મહકોમાં તથા તમામ પવિત્ર સ્થલોમાં તુ સાહેબનાંજ નામની સેતાઇશ થાય અને બંદગી થતી અમે સાંભળ્યે છીએ. પાક અરદવીસુરનાં રૂપેરી મોજા આવતા નીર્મળ જળનાં ધીમા વેહતા અવાજમાં પણ તુ દાદારની પરસ્તેશ થતી સર્વ જાણ્યે છીએ, વળી જ્યારે રોશની ભર્યા ઠંડા માહતાબનો રૂપેરી છાંયો તે નીર્મળ નીરમાં પડે છે ત્યારે તે પવિત્ર આબ-પાણી ગોયા હીરાની મીસાલ આપી રહે છે. તે તુ માલેકે કદરત કેશવરની ખરી ખુબીનો ખ્યાલ તેમજ તારી કામીલ કુદરતનો વધુ પુરાવો દરેક ખાકી હસ્તી ધરાવનારને આપે છે.

તુ પોતે એકજ ખોદા કે જેને પોતાની પેદાયસમાં સર્વ જીવજંતુઓને પનાહ આપી. તું એકજ જેહાંન-પનાહ કે બી-નુકશાન બી મીસાલ, તથા બી સુન, તારી યાદ કરનારને અનગીનતી મદદનો પુગાડનાર છે તારાં પવિત્ર મુબારક નામની અસરથી તમામ દુન્યાનો કારોબાર અબ્બલથી ચાલતો આવ્યો છે. તુંજ આકેલ ઓલમા, મહાન મુરબી, અને દાને શમંદ દાનાએ મીનોનાં તમામ અમેશાસપંદો તેમજ યજદોને આય ખાકી જેહાંનની આબાદીને માટે ઇનશાનોનાં પાસબાંન નેમ્યા, તું એકજ મીનોઆંન મીનો સાહેબ કે જેને ભલી આવાં અરદવીસુર સર્જાવી. તેમજ બુઝર્ગોનાં બુઝર્ગ, ઉંડા શીલસુદ રોશન રાહબર, રાહનુમાયે રાસ્ત, દાનાવ દુર્બીન, ખરા ખેરખાહ સત નેકજાદ પેગંબર સાહેબ સપેંતમાન અશો જરથોસ્તને આય ફાંની જેહાંનમાં હમો ઇનશાનોનાં સાચ્ચા રાહબર તરીકે મોકલી તે ઝલકતા -સેતારા-જરથોશ્ત મારફતે ઇનશાનોનાં કુમળાં મગજને રાસ્ત અને નેકીની રાહપર ઉતારી, ખરા સુખી અને પરહેજગારી ભર્યા બનાવી, તે પાક દીનનો ડહાપણ ભર્યો માર્ગ બતાવ્યો, કે જે દીનપર એતેકાદ રાખી ચાલનારનો હમેશે હમેશ સુધી તુ વજહાંતાલા મદદગાર છે.

એવા તુ રેહેમીદીલનાં ખાવીંદની તારા બંદાઓપર ગેબી નવાજેશ માટે દરેકે દરેક ઇનશાંને તું રાહાનુમાયે રાસ્તની યાદમાં સર નમાવી બંદગીમાં મશગુલ રેહેવું વાજેબ છે. તું તમામ ખલકની ફર્યાદને પોહોંચનાર સાહેબનું નામ તારીફ અને વખાણને લાયકનું છે.

તુ અશો અહુરમજદ કે જે કામીલ કુદરતનો માલેક, તારીફ અને શોકરાંનાં કરવાને લાયક, તેમજ નીઆએશ અને સેતાએશ કરવાને સઝાવાર છે. તુ હરવીસ્પ આઘા પોતાનાં બંદાઓને દર પળે અને હર દમે ખુબી અને નેકી આપનાર છે. તેવા બારે-હક-તાલાની એવી બેહદ બક્ષેશનો ઉપકાર માની તુ મેહેરબાંન મુરબીનાં તમાંમ અહેશાનો, હજારો હજાર બલકે લાખો લાખ મેહેરબાની અને ગેબી બક્ષેશ માટે પ્રથમ તું સબાવતન, રેહેનશાહ અને ખુબીવંત દાવરની નમાજ કરી આગળ વધુ છું.

મોટાં સમયે તમામ જરથોશ્તી ફીરકાનાં કે તેઓનાં ટોળાંની રાહબારી કરવાને "ખુદાવંદ" રહેબાન, રેશન ઝમીર, કાબેલ વિદ્વાન, પરહેજગાર દાનાવ મદ પાક જાત પેગંબર સાહેબ અશો જરથોસ્ત જનમ્યા. અને તે મહાન નરે પાક ખુદાવંદ તરફથી મળેલા પોતાની બેહેતર માઝદયસની દીનનાં બીજ મુલકે મુલક રોપ્યાં, કે જે મુબારક દીનના ફેલાવનારને ગુજર પામ્યાને હઝારો સાલ વીતી જવા બાદ પણ તે બેહેતર દીન બાબે દરેક સાચ્ચો જરથોસ્તી મગરૂર છે.

ઈનસાંન માત્રને તે હમેશગીની શેહેનશાહ અને જમાનાઓનાં સરદાર રેહેમી અહુરમઝદે આ ફાંની જેહાંનમાં હસ્તી આપી પોતાની બેહોળી કુદરતની અનેક નેક બાબતો તેઓમાં ઉપજાવી છે, તેમાં આદમ જાતને પોતાની હયાતી બાદ પોતા પાછળ યાદગારી ભરી પીછાંન મુકી જવાની લાયક બાબસ પણ પેહેલો દરજ્જો ભોગવે છે. મુજ કમતાલીનનાં દીલમાં પણ તેવીજ ઇચ્છાઓ ઉત્પન્ન થઇ કે મારાં હમદીનો માટે ધર્મીક જ્ઞાનને લગતી, ફાયદાકારક, ઉપ્યોગી કેતાબ છપાવી પ્રગટ કરાવ્વી કે જે એક યાદગીરી તરીકે જળવાઇ રહે. તે વિચારને અનુસરતી યાદગારી ભરી કેતાબ તમામ પાક ખોરદેહ અવસ્તા હાલની તેમાં સમાવેલી ઉપયોગી નીરંગો સાથેની મને માલમ પડી. કારણ આજ સુધી છપાયલી કેતાબોમાં ફક્ત ભણવાનાં અવસ્તા અને કોઇક કેતાબ ભણતરનાં સાર સાથેની છે. પણ દરેક મીનો ફરેસ્તાનું અને તેઓ કઇ કઇ ચીજપર મહકલ છે તેમજ પાક ખુદાવંદ તરફની ગેબી બક્ષેસો દરેક ઇનસાનોપર કેવી પ્રકારની છે તેથા દરેક જરથોસ્તી વાકફગાર થાય અને પોતાનાં વ્હાલા પેદા કરનારની બંદગી કરવા બાબે તેને વધુ ઉત્સાહ મળે, તેમજ દરેક જરથોસ્તી બાળકના વાંચવામાં આવ્યાથી તેઓના બાપીકા બુલંદ મહજબપર તેઓનું ચકી ન સકે અને વધુ ઇતબાર આવે. એવી કીસમનાં એક સાંમટા પુસ્તકની ખરીજ ખુટ માલમ પડે છે અને તે ખુટ પુરી પડવાથી મારી નિર્મળ બાબત પુર્ણ થશે એવા ઇરાદાથી મેં નફાની આસ નહિં રાખતાં ફક્ત જશ અને યાદગીરીનીજ નેક બાબસ રાખી હમદીનોનાં લાભ અર્થે આ પુસ્તક અસલ અવસતાને આધારે સુદ્ધ, સરલ, અને સાદા ઉચ્ચારે છપાવી પ્રગટ કર્યું છે. જેમ કરતાં મેહનતમા તેમજ ખર્ચમાં કોઇપણ જાતની કસુર રાખી નથી.

આ કેતાબનાં પાછલા ભાગમાં સમાયલી એજમતી નીરંગો મારા વાંચવામાં આવ્યાથી તેપર અમલ કરી ખરી ખાત્રિ થવા બાદ તેનો લાભ મારાં દરેક હમદીનોને આપવાને જે મેં કોશેશ કરી છે તે એ કેતાબમાં સમાયલા આપણા બુલંદ ધર્મની નેક સમજણનાં નાદર બાગને વાસ્તેજ છે. એ નીરંગના પવિત્ર કલામો મારા પેદરનાં મુરબ્બીજીનાં કેતાબખાનામાં વર્ષોથી પડી રહેલાં હતાં અને તે કેતાબનાં પાને પાનાં વીખરાઇ જવાથી તે સર્વ વિખરાયલા પાનાં એકઠાં કરી અસલ સાર અને ક્રિયા મુજબજ ખુબીથી સમજ પડે, અને મારાં સર્વે નેક ધર્મ ચુસ્ત હમદીનોને પોતાની મેળે તે પર અમલ કરવાને સવલ પડે, તેમજ સેહેલાઇથી તેઓ પોતાનાં ઉપ્યોગમાં લઇ શકે એવી સરલ રીતે પ્રગટ કરાવી છે. એ નીરંગો આપણા પાક મહજબમાં અસલ વખતથીજ જાહેર છે, તે બાબે વધુ નહિં બોલતાં હાલના આપણાં

મરહુમ દસ્તુરજી સાહેબ ડૉક્ટર જામાસ્પજી મીનોચેહેરજી. એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ. એવણે યઝદેઝરદી ૧૨૬૫ નાં સાલમાં 'મજદયસ્નની બોકો ફરજીયાત બંદગી અવસ્તા જુબાનમાં કરવાને બંધાયલા છે તેમ કરવાનું કારણ શું છે?' એ વિષયપર વાએજ કરી હતી તે વાએજનું ચોપાન્યું ઉપલાંજ નામે હાલ જાહેર છે. તે મહાન દસ્તુરજીએ કરેલી વાએજનું નીરંગ બાબે ટુંક લખાણુ છે તે નીચે મુજબ ટાંકયું છે—

"માથ્રર નામ જે છે તે અરહુરમઝદનો ફરમા બરદાર છે, યાને અવસ્તા જુબાન છે તે અહુરમઝદનાં હોકમનો ચલાવનાર છે. માથ્રનામ બુજોર્ગ, બરતર, નેક, સર્વથી શ્રેષ્ઠ, દેલાવર, મજબુત, વધારે મજબુત, ફતેહમંદ તેમજ વધુ ફતેહમંદ છે. અને વળી સૌથી વધારે તનદરોસ્તી આપનાર છે. તનદરોસ્તી પાંચ બાબદથી મળે છે. એક તો પવિત્રાઈથી, બીજી ઇનસાફથી, ત્રિજી હથીયારથી દુઃખ ટળીને, ચોથી દવાથી થાય છે. જ્યારે પાંચમી 'માથ્રર' તનદરોસ્તી આપે છે પણ એ પાંચ ચીજોમાં બુજોર્ગ માથ્રર યાને અવસ્તા તનદરોસ્તી આપે છે. જે સર્વ તનદરોસ્તી આપનારાંઓ કરતાં ઘનીજ તનદરોસ્તી આપે છે. અશો મર્દ જે અવસ્તાઓની નીરંગ પડે છે તેથી તનદરોસ્તી થાય છે. કારણુ કે એ અવસ્તા જુબાન સર્વે કરતાં ઘણી તનદરોસ્તી આપે છે. તે બુજર્ગ 'માથ્રર' યાને અવસ્તા 'અંઘરેમઈન્યુસ' યાને બદીથી ઉત્પન્ન થતા કીના કપટ, અને એવીજ બીજી ખરાબી કરનાર ચીજોને મારે છે, રોગ આજારને દફે કરે છે, મરકી દફે કરે છે, બદીનાં રોગોને દફે કરે છે, બલા મથવા આરતને દફે કરે છે, અપવિત્ર આશમોગ (કે જે માંહોમાહે અથડાઅથડી કરે છે તે) ને દફે કરે છે. જુલમગાર અને જુઠું શીખવનાર આસામીને, અઝદહાના જેવી ખસલતનાંઓને, વાઘ વરૂનાં જેવી ખસલત ધરાવનાર બે પગાં વરૂઓને (માણસોને) બદ વીચારને, ગરૂરીને, તાપના રોગને, ચુગલખોરને, સુલેહ નહિ રાખનારને બદ નજરને, જુઠું બોલનારને, લક્ષમીનો ઘટાડો કરનાર બદફેલ ઓરતને તેમજ નાસ કરનાર ઉત્તરનાં પવનને દફે કરે છે. ઉપલા બુજર્ગ અને પવિત્ર અવસ્તાથી સાફ આઇનાની મીશાલે જણાય છે, કે માથ્રર યાને અવસ્તા જે છે તે અહુરમઝદનો ફરમાન ચલાવનાર છે, યાને જે જે ફરમાનો અશો અહુરમઝદે ફરમાવેલા તે એ અવસ્તામા છે. જો એ અવસ્તા હમેશ પઢવામાં આવે તો સઘળાં તે સાહેબના ફરમાનો પઢવાથી આપણુને યાદ રહે. એ માથ્રર બુજર્ગ અને બરતર છે. યાને અવસ્તા ઝબાંન જે છે તે બીજી ઝબાનોનો સરદાર અને બુજર્ગ છે. એ માથ્રર નેક અને શ્રેષ્ઠ છે, યાને એ અવસ્તા જે છે તે નેક અને ઉત્તમ છે તેમજ અવસ્તામાં જે જે ફરમાનો આવેલાં છે તે નેક અને ઘણાંજ સારાં છે. માથ્રર દેલાવર સર્વે કરતા દેલાવર છે યાને એ કલામ જે છે તે બીજા કલામો પર ઘણાજ ગાલેબ છે અને એના કલામો અને ફરમાનો એવા છે કે કોઇથી પાછા હટી શકે નહિં. એ માથ્રર મજબુત અને સર્વથી મજબુત છે. યાને એની દલીલો એવી તો મજબુત છે કે કોઇથી પાછી હટે નહિં. માથ્રર ફતેહમંદ છે અને તે સર્વેથી ફતેહમંદ છે, યાને એ અવસ્તા જે છે તે સર્વે કલામોપર ઘણાંજ ફતેહમંદ છે, અને તે પર કોઇ બી ફાવી શકતું નથી. માથ્રર તનદરોસ્તી આપનાર છે. યાને અવસ્તા કલામો છે તે તનદરોસ્તી આપનારા બીજી ચીજો કરતાને ઘણુ

વધારે તનદરોસ્તી આપે છે, અને એ માથર છે તે બદરૂહથી ઉત્પન્ન થતી બુરી ખસલત તથા બુરા રોગોનો નાસ કરે છે. તે બુરી ખસલત અને બુરા રોગો એ છે કે ફૂન, ફરેબ, કીનો, કપટ, જાદુાઇ, જુલમ, આફમોગી અઝદની ખસલતો, વેહેથી ફાડી ખાનારી અને નુકશાન કરનારી ખસલતો, બદવિચાર, ગફરી, ચુગલી, સુલેહનો ભંગ કરનાર, બદનજર, જુઠું બોલનાર, જભુાકારી કરનાર, એવી રીતની આદમ જાતને પાયામાલ કરનારી સઘલી બુરી ખસલતોનો જડબેખથી નાસ કરે છે. તથા રોગ આજાર, મ-કી, તાપ, બલા, આફત. નાસકારક બદ હવા, એ સઘલી આપણુ આદમ જાતને માટે મોત લાવનારી બુરી બલાઓનો એકદમ નાસ અને પાયામાલી કરે છે. એ અવસતાથી આદમજાતની પાયામાલી કરનારી બુરી ખસલતોનો સાથી નાસ થાય છે, કે એ પવિત્ર કલામોની અંદર તે બદ ખસલતોનો એવા તો ધીક્કાર જણાવેલો છે કે જોતે અવસતા વખતે વખત આપણે યાદ કર્યે અથવા પઢવામાં લાવ્યે તો તેથી કરીને આપણે બુરા માર્ગ પર જતા ઘણા ખરા અટકયે. વળી આપણું મોત લાવનારી બુરી બલા સાથી દફે થાય છે કે એ અવસ્તાઓમાં કેટલીક નીરંગ અને બંદગીનાં એવા તો એજમર્દી કલાંમની બાંધણી છે કે તે પુરતી રીતે અમલમાં લાવ્વાથી સઘલાં મોત લાવનારાં આફતો અને બલાઓથી આપણો બચાવ થાય છે. એવી આપણી બંદગીનાં પવિત્ર અવસતામાં ખુબી અને બરકતી સમાયલી છે. એ અવસતા ખુદ આસમાની જુબાંન છે. અવસતા ખુદ પેહેલાં આદમની, આપણાં આગલા નીઆગાનોની, આપણા વડવાઓની ધર્મની જુબાંન અને હાલે આપણાં ધર્મની આપની બાપીકી મીલકત છે. પાક પરવરદેગારની કુદરતી અકલનો સઘલો સમુદાય બંદગી રૂપે તે માંહે સમાયલો છે."

એ ઉપરાંત અવસતામાં ખસુસ કરી યજશનેમાં પણ એવાં લખાણો મલી આવે છે. જે નીચે મુજબ છે.

"જ્યારે સચ્ચાઇથી પ્રજે ને શીકસત મલે, જે બદલાને દેવો તથા બુરા માણસોએ દગાઇ તરીકે જાહેર કર્યો છે તે જ્યારે હંમેશની (દુન્યા) માં મલે ત્યારે તે બીના, ઓ અહુર તારી આરાધનાનો (તેથી નીપજતા) ફાયદાઓ સાથે વધારો કરે, (યજશને હા ૪૭ મો ફ. ૧ લો. યુરોપ્યન ગનત્રી મુજબ હા. ૪૨ મો)."

ફરમાનોનું સંપૂર્ણ ફરમાન તેને માટે છે કે જે જાણે છે કે તે (ફરમાન) પવિત્રાઇનાં તરીકા મુજબ, ઉત્તમ બક્ષેસોનાં કર્તા તરીકે, અશો અહુરને વર્ણવે છે; અને આ છુપી કેલવણી જે કોઇ ઓ મજદ! તારે લગતો છે તે ભલાં મનની અકકલ મારફેટે જાણે છે. (ઉપલાજ હા નો ૫. ૩ જો).

એ બધું હું માગું છું જેથી કરીને દેવો દેવીઓ, અદેખાઓ, બે પગવાળા ગુનેહગારો, જાદુગરો અને પરીઓ; બે પગવાળા વરૂઓ, તેમજ દ્વેશ રાખનારાઓની ખરાબીને હું તોડું. (યજશને હા ૯ મો ૫ ૧૮ મો. યુરોપ્યન ગણત્રી મુજબ હા. ૧૦ મો)

"(૧) પૃથ્વી પર અને આકાશમાં હમે અહુનવરીએ અશેમવોહુ અને યેંઘહે હાતામને તમામ વખાણને માટે પઢયે, પૃથ્વીપર અને આકાશમાં પ્રમાણીક માણસની પવિત્ર અને અંગ્રેસ [illegible] બંદગી [illegible] પઢયે.

(૨) ખુની, ખુરી પેદાયશવાળા અંઘરહેમેનયુને તેની પેદાયસની સાથે અટકાવવા માટે તથા મારવા માટે, તેમજ નિંદા કરનારાંઓને અટકાવવા માટે ઉપલા અવસતા હમે પઢીએ.

(૩) નાપાક મર્દો તેમજ ઓરતોને અટકાવવા, ચોરો અને જાસ્તી ગુજારનારાંઓને મારવા, મીથ્રાના દુશ્મનો અને ઠગનારાઓને અટકાવવા પ્રમાણીક લોકોનાં ખુનીઓને અને દુશ્મનોને અટકાવવા માટે.

(૪) નાપાક મહજબનને, ખુની હાકમને, તેમજ ખુરાંઓમાનાં જે કોઇનાં વિચારો, સખુનો અને કામો ગુનાહ ભરેલાં હોય તેમને અટકાવવા અને મારવાને માટે એ અશો જરથોસ્ત ઉપલી બંદગીઓ હમે પઢીયે.

"( ય. ૬૦ મા હાનાં ૧,૨,૩,૪, ફકરાઓ. યુરોપ્યન ગન્ત્રી મુજબ હા. ૬૧ મો )"

ઉપલા અવસતા ઉપરથી અને આજ સુધીમાં પુષ્પ વીદવાંનો તરફથી પ્રસિદ્ધ થયેલી ધર્મ સંબંધી સંપુર્ણ બાબદો પરથી સિદ્ધ થાય છે કે અસલ નીરંગો ખરી છે. અને આપણો પુરાણો જરથોસ્તી મહજબ કે જે ઉંડી ધર્મ ફીલસુફી અને મીનો જ્ઞાનથી પ્રકાશી રહ્યો છે. અને અશેમ વોહુની શરૂઆતની બંદગીથી તે યજશને વંદીદાદનાં છેડા સુધી ભલી બંદગીથી થતા ફાયદા, તેમજ ખુરી શક્તિથી થતી માઠી અસર બાબે એકથી અનેક પ્રકારે બોધ આપે છે. તેમજ જેટલા ઉમંગથી નેકી અને અશોઇનો સ્વિકાર કરવાની અગત એ રાસ્ત દીનમાં જાહેર છે તેટલીજ ઉલટથી બદીનો ઇનકાર કરવાની પણ ફરજ આપે છે.

અસલ વખતથી જાહેર છે કે દવા વગર દુઃખનો છેડો નહિં. તેવીજ પ્રકારે અવ્વલથી દુન્યાનો કારોબાર ચાલતો આવ્યો છે. ને આપણું અસલ જમાનાઓમાં પણ એવોજ ચાલ હતો; કે દુઃખના ઉપાય માટે દવા અને અવસતાનાં કિમતી ભાગો (નીરંગો) નો તેઓ ઉપયોગ કરતા હતા. પણ અમલી ઇરાનીઆનું મોટું રાજ્ય જુલમી જુદદીનોને હાથ તારાજ થવાથી ધર્મ સંબંધી બાબદો વીખરાઈ ગઇ. તથાજ હાલ જરથોસ્તીઓમાં અવસતા જેવી ખુલંદ બાબદ વહેમ તરીકે થઇ પડી છે. પણ જોઇને ખુશી ઉપજે છે કે ધર્મી જરથોસ્તીઓ પોતાની અવસતા જુબાન તેમજ ભણતરને બુજર્ગ માને છે.

બુલંદ જરથોસ્તી ધર્મની નીતી અને કાયદા પ્રમાણે દરેક ઇનસાને રાસ્ત ગોફતાર થવું નેકી રાખવી, પરહેજગારી કરવી, યજદાતાલાની આરાધનાં કરવી તે સાહેબે સખાવતની કુદરતને વખાણવી, તેમજ તે પાક ખુદાવંદે સર્જેલા સર્વે કાયદાઓને નમવું, દરૂજી તજવી, પોતની તનદરોસ્તી જાળવી તેમજ તે જાળવવાને આતશ, પાણી તથા તમામ પેદાયસથી વસાયલી અહુરમઝદની ઝમીનપર કંઇપણ નુકશાનકારક પદાર્થ નાખવો નહિં. વળી સગ-કુતરાની પરવસી તેમજ ઢોરોની જાળવણી, વળી ખેતીની ખીલવણી, ખુશ ગોફતારી અહુરમઝદની કબુલતા અને અહેરેમનની તારાજી, તેમજ દરેક દરેક ઇનસાને ઇનસાન તરફની પોતાની નેક ફરજ એક બીજાને મદદ કરીને અદા કરવી. છું મર્દ કે બાઇ સર્વ કોઇએ

દરેક દીનશાંનને ગ્રા આપવું અને પોતાની હમદીનને બુલંદ માજદયસ્નની દીનનું નેક ફરમાન બતાવ્યું. કારણ દીનશાંનોને હાથેજ દીનશ્નોની ગરજ સારવાને સાથે એક બીજાને મદદ કરવાને તે પાક રેહેમી દીનસાઈ દાવરથીજ આ કાયદો ઘડાયલો છે.

આ કેતાબમાં આપવામાં આવેલી બેહેમન યશ્ત તેનાં બોલે બોલ પ્રમાણે વધુ સુધારી આ પુસ્તકમાં દાખલ કરી છે. એ યશ્ત ઘણેક ઠેકાણેથી જરથોશતીઓમાં બેહેમન યશ્ત પઢવાની વધુ ઉલટ છે એવું મારા જાણવામાં આવ્યું. અને એક ચોક્કસ ઠેકાણેથી એટલે સુધી મારા સાંભલવામાં વાત આવી કે જે આસામી પાસે બેહેમન યશ્ત હતી તેવણે બીજાને ખાલી વાંચવા માટે એમાંથી હાથની લખેલી ચાપડી ઘરેણું આપી. આવી પ્રકારની એ યશ્ત પઢવાની ઉલટ જોઇ મે એ યશ્ત આખે જુસ્તેજુ ચાલુ રાખી. ખુદાની મેહેરથી છપાવી પ્રગટ કરી છે. કે જે આજ વર્ષોથી પઢવાનો ઇરાદો રાખનાર ધર્મી જરથોસ્તીઓને વધુ ઉપયોગી થઈ પડશે એવી હું આશા રાખું છું.

ખોરદેહ અવસ્તા જેવી પાક કેતાબને દીબાચાની કસ્સી જરૂર નથી પણ આ કેતાબમાં સમાયલી નવી બાબદો માટે હુંક વીવેચન કરવાની મેં મારી ફરજ માની છે. આજ સુધીમાં અનેક ખોરદેહ અવસ્તાની કેતાબો પ્રગટ થઇ છે પણ ફક્ત પઢવાનાં અવસતા તેમાં સમાયલા હોવાથી પઢનાર આસામી અનુભવી અને પુરતુ વાકેફગાર હોય તોજ તે સેહેલાઇથી પઢી શકે ત્યારે ઉંમરમાં આવતાંઓ તેમજ બીન અનુભવીઓને તે બાબે બીજા આકેલ દીનશાનોને પુછવું પડતું વળી ઘણીક ખોરદેહ અવસતાની કેતાબો તેનાં તરજુમા સાથેની પઢનારને તે પોતે શું પઢે છે તેનો પુરતો ખ્યાલ આપી શકે. પણ ( આ ખોરદેહથી ) દરેક ફરેસ્તો કઇ કઇ ચીજપર મકવલ છે, તેમજ પાક દાદારને આપણુ ખાકી દીનશાનો બાબે કેટલી રંજ ઉઠાવવી પડે છે અને આપણે આપણા ધર્મપર પુર એોસ્તવાર રેહેવું જોઇએ એવા સામટા સંગ્રહનાં પુસ્તકની વધુ માગણી મને માલમ પડવાથી મે આ કેતાબ પ્રગટ કરવા બાબે યત્ન કર્યો છે. અને યશ્તો હેઠળ જે ફુટ નોટો આપી છે તેનો મુળ હેતુ પણ એજ છે કે દરેક જવાન માજદઇ પોતાની મેળે સમજી શકે કે દરેક ફીરેસતો કઇ ચીજપર મકવલ છે તેમજ તે ફીરેસતાની વધુ આરાધના કરવાને પઢનારનું ધ્યાન ખેંચાય. તેમજ અવસતા પઢવાને વધુ ઇચ્છા ઉત્પન્ન થાય.

હું જણાવવાને દિલગીરછું કે કેતાબ છાપવા આપ્યા પછી મારી બેહદ માંદગીના સબબે મેં બીજા આસામીને પ્રુફ ચેક કરવાને સોપેલા હોવાથી નીઆઇશો તેમજ યશ્તોમાં કેટલેક ઠેકાણે ભુલચુક રહેલી ભલા વાંચનારાઓના જોવામાં આવે તો મેહેરબાની રાહે તેઓએ સુધારી લવી.

મારે અત્રે જણાવવું જોઇએ કે આ બુલંદ અને પવિત્ર કેતાબમાં લખાણ હેઠળ જે ફુટ નોટ લીધી છે તે મારી તરફથી આપણા કેટલાંક ધર્મ સંબંધી પુસ્તકોમાંથી લીધેલી છે. જેમાં અસલ હાથની લખેલી જામાસ્પિ, બેહેમન યશ્તની માએની, યજશ્નીનો તરજુમો, રવાંત કિસા. [illegible] છે

હું આ ટાંકે પહેલે પાક પરવરદેગાર જજદના ભારે ઉપકાર માનુંછું કે તે મેહેમી દીનના ખાવીંદને મેહેરથી, તેમજ તે યજદાંતાલાના પેદા કરેલા મીનોના તમામ અમેશાસપંદો અને યજદો કે જેઓ ગેતીની સંભાળ માટે શબોરોજ રંજ ઉઠાવે છે તેઓની કિંમતી મદદ, તેમજ ફેહશાદ રોશન અકલના દાનાવ નર નેકજાદ રાહબર સત પેઘંબર સાહેબ અશો જરથોસ્તના ફરોહરની બરકતથી આ માહભારત કામ સંપૂર્ણ કીધું છે.

વળી મારા મેહેરબાન વહાલાં માતાજી સાહેબનો પણ હું ભારે આભાર માનુંછું કે જેવણે આ પુસ્તક રચવામાં મને વખતની કિંમતી મદદ કીધી છે.

આ પાક કેતાબના આગમચથી ગ્રાહક થનારાઓ માટે એડવાન્સ ફી રાખવામાં આવી હતી, તેમાં કેટલાંક ગ્રાહકોએ આગમચથી પુરેપુરી કિંમત, તેમજ કેટલાંકોએ તે ઉપરાંત નાણું વગર માંગવે મોકલી આપ્યું તે માટે તેઓ મેહેરબાનોનો હું લાયકી જાણુંછું, તેમજ આ કેતાબનાં કેટલાંક બાનુઓ અને ગૃહસ્થોએ જાતી મેહેનત લઈ ગ્રાહકો મેલવી નકલો ભરાવી મોકલી તેઓના પણ હું આ ટકે આભાર માનું છું.

મારે નમનતાઇ પૂર્વક જણાવવું જોઇએ કે આ પાક કેતાબનાં ભલાં ઉપયોગ કરનારાઓએ તેમજ કાબેલ નુકતેચીનીઓએ કેતાબ આખી વાચ્યા આગમજ કંઇ પણ મત બાંધી લેવાને થોભવું, અને નાજુક કલમથી લખાયલી ભુલચુકો દરગુજરની નજરથી જોવી.

સેવટે એટલુંજ જણાવીશ કે આ મારી મેહેનત મારા સર્વે નેક હમદીન બાનુઓ તેમજ ગૃહસ્થોને પસંદ પડતી થઇ પડશે અને એ કેતાબ દરેક જરથોસ્તી બાખુશીથી પોતાના ઉપયોગમાં લેશે તો તે પાછળ ખેંચેલા રંજ તથા ખર્ચેલા ગંજનો પુરતો બદલો મળેલો જાણીશ.

ખુદાવંદ સર્વનો મદદગાર. આમીન.

અમદાવાદ રોજ,
મીનોરાંમ માહ
દમોદાદાર ૧૨૭૧
યઝદેઝરદી. તા. ૨-૭
૧૯૦૨.

કોમનું ભલું ઇચ્છનાર.

દીનબાઈ સોરાબજી એનજી ટીચર.

## "ધુપનીરંગ અને આફરગાંનમાં યાદ કરવામાં આવતાં નામીચા નર નારીઓનાં નામો તેમજ તેમનાં ભલાં કામોની નોંધ"

આ ખાકી જહાંનના દરમ્યાનમાં કોઇ પણ જરથોસ્તી સદગૃહસ્થ યા નેક બાનુ નેકી અને ભલાઇ ભરીયાં કામો કરે તો તેના ગુજરવા બાદ મોટું માન આપણા હમદીનો તરફથી આપણે આપીએ તો તે માજદયસની દીનને લગતા જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોના નામ સાથે અનજુમનમાં તેનું નામ દેવાય છે. ગુજરનાર માટે એ નિયમ સર્વથી માન પુર્વક અને મોટેબર છે. તેમજ જાહેર ક્રિયાઓમાં એ નામ દેવાથી તે મરનારનાં કીતવંતાં કામો અને તોખમની યાદ તાજી રહે છે તેમજ હયાતી ધરાવનારાઓમાંના ઉછરતી ઓલાદનાઓને ઘણીકવાર બોધ સમાન થઇ પડે છે.

ભલા જરથોસ્તી ટોળામાં આગલા વખતથી ચાલતા આવેલા રેવાજ મુજબ હરેક જશનની જાહેર મીજલસમાં, ઉઠમણામાં ધુપ નીરંગ તથા આફરગાન શરૂ કરતી વખતે અશો પેગમબર સાહેબ સપેંતમાન જરથોશ્ત, અને તેના બુજોરગી ભરેલી ઓલાદનાં તથા શાહ ગયોમર્દથી શહાનશાહ ગોશતાસ્પ અને સેવટ શાહા યઝદેઝર્દ શેહેરીઆર સુધીનાં તમામ અશો નર નારીઓના, અને અસલી ઇરાની જરથોશતીઓ કે જેઓ પોતાનું વહાલું વતન દેશ ઇરાન છોડી હિન્દુસ્થાનમાં આવી વસ્યા, અને તે પછી તેઓએ કરેલાં કીર્તિવંતાં કામો, અને જાબજા મહજબની સોધ કરી તથા તેઓએ ધર્મનાં મકાનો બાંધ્યાં, અને સખાવત કરી નેકનામી મેળવી ગયા, તેવા નેક નર અને નારીઓનાં કામની યાદગારી તરીકે તેઓનાં નામો અનજુમનની હજુરમાં થતી જાહેર ક્રિયાઓમાં લેવામાં આવે છે તે નીચે મુજબ આપ્યાં છે.

(૧) જરથોશ્ત સપેંતમાન અશો ફરોહર.

---

(૧) પારસીઓનાં નેક જાદ પેગંમબર અને બુલંદ જરથોસ્તી દીનનો પાયો નાંખનાર એ નાંમદાર નેક રાહેરોશનનો જન્મ, પારસીઓની અસલ રાજ્યધાની મુલકે ઇરાનમાં 'ઝબાર' નામના પહાડમાંથી વહેતી "દરજી" નદીને કીનારે આવેલા "રએ" શેહેરમાં થયો હતો. એ નેકજાદનાં માતા 'દોગદો' રએ શેહેરનાં રહેવાસી હતાં. અને બાપ 'પોરોશસ્પ'' પશ્ચિમ મીડીઆ પ્રાંતની આજરબાઇજાંન પ્રગણાના રહેવાસી હતા તે મહાન અને દાનાવ નરે કેઆની વંશના પાદશાહ ગોશતસ્પના વખતમાં શહેર બલ્ખમાં પોતાની દીન ફેલાવી હતી. તે રોશન રાહબરના જન્મ પછી કેટલાક બદ રાહપર ચાલનારા લોકોએ તે કહશાદનો નાશ કરવાને ઘણી કોષેશ કીધી પણ સર્વ ફેકટમાં ગયું. તે મહાન નરની મકશદ લોકોને રાસ્ત રાહપર ઉતારી નેક માગે ચલાવવાની તેમજ બદીનો નાશ અને બુરાઓની તારાજી કરવાની હતી. જરથોશ્ત સાહેબના ગોશતાસ્પની દરબારે જરથોસ્તી નવી દીન લઇ જવા બાદ દેશે દેશના

સપેંતમાન જરથોસ્ત કહે છે.

| | |
|---|---|
| (૧૦) મીનોચેહેર એરચ. | (૧૪) દારાબ બેહેમન. |
| (૧૧) એરચ ફેદુન. | (૧૫) હોમાય બેહેમન. |
| (૧૨) ફેદુન આથવીઆન. | (૧૬) બેહેમન અસપંદીઆર. |
| (૧૩) દારાંએ દારાબ. | મેહેનોશ અસપંદીઆર. |

(૧૯) પેધંમબર જરથોસ્તનો ચઉદમો વડવો અને ઇરાનના પેશદાદ વંશનો છઠ્ઠો પાદશાહ, ફેદુન પાદશાહના બેટા એરચની દીકરીનો એ દીકરો થતો હતો. એનો જન્મ "માનુશ" નામના પહાડપર થયો હતો એ પરથી એને અવસ્તામાં "માનુશચિથ્ર" કરી કહે છે. પોતાના મમાવા એરચના વેરમાં તેના વડા ભાઈઓ સેલમ અને તુર સાથે લડી તેઓને મારી નાંખ્યા હતા, ને ઇરાનનું રાજ્ય દાનાઇ અને ઇનસાફથી ચલાવ્યું હતું ને તુર્કસ્થાન દેશની યુફ્રેટીસ નદીના પાણીને નેહેરોની મારફતે માણસ અને ખેતીના ઉપયોગમાં લાવ્યા હતા.

(૧૧) ઇરાનના પેશદાદ વંશનો પાંચમો પાદશાહ ફેદુનનો નાંધલો દીકરો. પાદશાહ ફેદુને પોતાની હયાતીમાં પોતાના રાજ્યના ત્રણ ભાગ કરી નાંખ્યા, ને વડા બેટા સેલમને આહચીન તથા પૂર્વનું રાજ્ય, વચલા બેટા તુરને તુર્કસ્થાનનુ રાજ્ય, અને નહાના બેટા એરચને ઇરાનનું મોટું રાજ્ય આપ્યું હતું, એ પરથી એરચના બે મોટા ભાઇઓએ અદેખાઇને લીધે એરચને મારીનાંખ્યો. ઇરાન અને તુરાન વચ્ચેની લાંબી લડાઇઓની શરૂઆત એ વખતથી થઇ હતી. કીનાં કેસાની શરૂઆત પણ એ વખતથીજ થઇ હતી.

(૧૨) પેશદાદ વંશનો પાંચમો પાદશાહ. આથવયાન નામના એક ભલા પરહેજગાર શખસનો દીકરો હતો કે જે શખસને ત્યાં ઘણાં ગાય ઢોરો હતાં. અને ઇરાન શહેરમા જુલમી રાજ્ય ચલાવનાર "જોહાક"ને લડાઇમાં શેકસત આપી દેમાવંદ પાહાડપર બાંધ્યો છે. ઇરાન શહેરમાંથી જોહાકને શેકસત આપી પોતે રાજ્યપર બેઠો તથા તેના વખતની સઘળી બદી ઇરાનમાંથી દુર કરી નેકીને રાહે લોકોને અદલ ઇનસાફ આપવા લાગ્યો. ઇરાન શહેમાં ગાવીઆની જુન્દો તેમજ ગાય રૂપી ગુરજ એના વખતથી શરૂ થયા હતા. એણે દવા દારૂ માટે ઘણાક ઝાડપાલાઓ શોધી કાઢ્યા હતા.

(૧૩) ઇરાનના કેઆની વંશનો છેલ્લો પાદશાહ જેના ઉપર સીકંદરે જીત મેળવી હતી.

(૧૪) ઇરાનના કેઆંની વંશનો આઠમો પાદશાહ. એની માદર "હોમાયે" એનો જન્મ થવા બાદ એક સંદુકમાં ભરી વેહેતી નદીમાં નાંખ્યો હતો જ્યાંથી એક ધોબીએ ઉંચકી લઇ તેને પાળ્યો. અને ઉમરે પહોચ્યા બાદ તેની માતાએ તેને ઇરાનનું રાજ્ય સોપ્યું. તેની કારકીર્દીનાં બાબે એક પુસ્તક દારાબનામું લખાયું છે;

(૧૫) એ મીસરના રાજાની બેટી હતી તેમજ કેઆની વંશના છટ્ઠા પાદશાહ બેહેમનની રાણી. એણીએ પાદશાહ બેહેમનના મરણ બાદ બતરીસ વર્ષ રાજ્ય કર્યું હતું.

(૧૬) ઇરાનના કેઆંની વંશનો છઠો પાદશાહ અને શાહ ગોશતાસ્પના દીકરા અસપંદીઆરનો દીકરો હતો, ગોશતાસ્પ શાહની હયાતીમાં તેનો દીકરો અસપંદીઆર મરણ પામવાથી ગોશતાસ્પે ઇરાનનું રાજ્ય એને આપ્યું. એણે પેહેલવાની રોસ્તમના જાબેજરનાં ખાનદાનનો નાશ કર્યો, એની કારકીર્દીનું બેહેમન નામું નામનું પુસ્તક રચાયેલું છે.

| | | | |
|---|---|---|---|
| (૧૭) | નોશઆજર અસપંદીઆર.<br>આદર ફ્રૂજ. અસપંદીઆર. | (૨૨) | ઇનસ્તુ જરીર.<br>જરીર લોહોરાસપ શાહા. |
| (૧૮) | અસપંદીઆર ગોશ્તાસપશાહા. | (૨૩) | લોહોરાસપ શાહા અરવંદ. |
| (૧૯) | ફરશીદવર ગોશ્તાસપશાહા. | | અરવંદ કઓપશીન. |
| (૨૦) | કેતાયુન ગોશ્તાસપશાહા. | | કઓપશીન કેકોબાદ. |
| (૨૧) | ગોશ્તાસપશાહા લોહોરાસપશાહા. | | |

(૧૭) ગોશ્તાસપના બેટા અસ્પંદઆરના દીકરાના એઓએ ઇરાન દેશમાં "નોશઆજર" અને "આદરફરજ" નામના બે આતશકદેહો સ્થાપ્યાં હતાં, ને અશો જરથોસ્તને દીન ફેલાવવામાં ઘણી મદદ કરી હતી.

(૧૮) કેઆંની વંશના શાહ ગોશ્તાસપનો દીકરો એને રોઇનતન અસપંદીઆર કરીનેબી કેહેતા હતા. અવસતામાં એને સપેંતાદાત કરી લખેલો છે. એણે જરથોસ્ત દીન ફેલાવવાને માટે ઘણીજ જેહેમતો પેંચીને લડાઇઓ કીધી હતી, ને અશો જરથોસ્તને દીન ફેલાવવામાં ઘણી કીર્તી મદદ કરી હતી. ઇરાનમાં એણે ઘણાં આતશકદેહો બંધાવ્યાં હતાં. ને જુદા જુદા મુલકોમાં જઇને જરથોસ્તી દીન લોકોને સમજાવી તથા કબુલ કરાવી હતી.

(૧૯) શાહ ગોશ્તાસપનો બેટો. એ ખુરાસાનનો હાકેમ હતો, એણે અવસતામાં "ફ્રશહામવરેત" પહેલો છે, જરથોસ્તી દીન ફેલાવવામાં તે તુરાનના પાદશાહ દીન દુસ્મન અરજાસપ સાથેની ખુનખાર લડાઇમાં જખમી થઇ માર્યો ગયો હતો. યાદગારે જરીરાન નામની કેતાબથી એવું જણાયેલું છે કે એ લડાઇમાં ગોશ્તાસપના ભાઇઓ અને છોકરાં મલી તેત્રીસ શાહજાદા માર્યા ગયા હતા.

(૨૦) કેઆંની શાહ ગોશતાસપની રાણી. અવસ્તામાં એણીને "હુતોક્ષ" કરી કહેલી છે. નવી દીન પર એ રાણી મજબુત યકીન લાવી હતી અને જરથોસ્ત સાહેબની દીન ફેલાવવામાં પેતાના ખાવીંદ અને બેટાઓને એણીએ ઉશ્કેર્યા હતા.

(૨૧) ઇરાનના કેઆંની વંશનો પાંચમો પાદશાહ. અવસતામાં એને નઓતઇર્ય એટલે નોદરના ખાનદાનનો કહેલો છે. એના રાજ્યના ત્રીસમા વર્ષમાં પેઘંમબર અશો જરથોસ્તે દીન ફેલાવી હતી અને ઘણીક લડાઇઓ થઇ હતી જેમાં એના ઘણા શાહજાદાઓ અને ભાઇઓ માર્યા ગયા હતા. એ પાદશાહે પછીથી જરથોસ્તના ખાસ મિત્ર તરીકે પ્રસન્નતા મેળવી હતી. આજે અવસતામાં એક દીન ચુસ્ત જરથોસ્તી પોતાની દીનને એકરાર કરતાં ગોશ્તાસપના જેવો થવાની કબુલાત આપે છે.

(૨૨) એ બન્ને જણા પણ દીન દુસ્મનાઇની લડાઇમાં માર્યા ગયા હતા.

(૨૩) ઇરાનના કેઆંની વંશનો ચોથો પાદશાહ. કેઆંનીશાહ કેખુશરૂ પોતે ગોશેનશીન થયા ત્યારે એની બમારતથી થયેલી ખબરથી એ પાદશાહને રાજ્ય અમલ સોંપ્યો. લોહરાસ્પ શાહ કઓપશીનો જમાઇ હતો. એ ઘણોજ પરહેજગાર અને દાનાવ મર્દ હતો. પોતાના રાજ્યમાં હદેદા કેટલાક બલવા બેસાડી દીધા હતા, ને ચીન અને તાતાર દેશ સુધી પોતાની સત્તા વધારી હતી. અને બલખ શહેરમાં એક આતશખાનું સ્થાપ્યું હતું. પોતાની જઇફ વયે પોતાના દીકરા ગોશ્તાસપને તે રાજ્ય સોંપી પોતે બલખ શહેરમાં એકાંત જીંદગી ગુજારતા હતા, ને કેપલાંજ આતશ દેહમા તુરાનીઓએ લડાઇ કરી ઘણાક મોબેદોને કતલ કીધા, તે વખતે જરથોસ્ત પેઘંમબર તથા એમણે પણ માર્યા ગયા હતા.

(૨૮) ફરશીસતગ હુમ્પુચ.
(૨૯) આદરબુ-જીન ફરાંમરોજ.
સાંમ ફરાંમરોજ.
તુખારે ફરાંમરોજ.
જેહાંબક્ષ ફરાંમરોજ.
ફરાંમરોજ રૂશતમ.
જેહાંગીર રૂશતમ.
કરીમાન બરજોર.
કેહાસુજ બરજોર.
તેમુર બરજોર.
ખુરશેદ માદપેકર બરજોર.
બરજોર શોહોગામ.
શોહોગામ રૂશતમ.

(૩૦) રૂશતમ જાલ.
ઝારે જાલ.
(૩૧) રોદાબે જાલ.
જાલ સાંમ.
સાંમ નરીમાન.
નરીમાન કેરેશાસપ.
(૩૨) કેરેશાસપ અસરત.
અસરત સાંમ.
સાંમ તુરક
તુરક [illegible] દસ્ય.
શીદસ્પ તર
તુર જમશીદ.
(૩૩) જમશીદ વીવંઘાંન.

---

(૨૮) કીપચા જામાસપના બાપ અને [illegible] "ફરશોશ્તર ખુમ નવ અશો" કહે છે. એઓને જરથોસ્તની મોહોર [illegible] હુરોની [illegible] ખાંનદાન [illegible] ટલા છે. એઓ એ જરથોસ્તી દીન ઘણી ચરસ રીતે કબુલ રાખી હતી અને દીનાવરામાં પણ ઘણો સારો ભાગ લીધો હતો. તેથી એક જરથોશ્તી પોતાના દીનનો એકરાર કરતાં, કબુલાત આપે છે કે 'જે તરીકા [illegible] જાનાર અને ફરશોશ્તર હતા તેવે [illegible] હું થા[illegible]."

(૨૯) અહીંથી તે 'કેરેશાસપ અસરત' સુધી ઇરાંનનાં પ્રખ્યાત પેહેલવાંનોનાં નામ શરૂ થયાં.

(૩૦) જેહાં પેહેલવાંન રૂશતમ. એ ઘણોજ શુરો લડવૈયો હતો. શાહનામામાં એને તેહેમતન નો ખેતાબ આપ્યો છે. એને પોતાની આખી જીંદગી [illegible] ના [illegible] ના કેઆંની વંશના પાદશાહેની ખોદમતમાં ગુજારી હતી. અને મહાભારત લડાઇઓ એની સરદારી હેઠળ જીતાઇ હતી. શાહનામામાંથી [illegible] વું જાહેર છે, કે એને સૈ[illegible] નાહાના ભા[illegible] સેગાદનાં દગાથી એ પેહેલવાનનું ૮૦૦) વર્ષના ઉમરે મરણ નીપજ્યું હતું.

(૩૧) રૂસ્તમની માદર અને જાલની મેહોરદાર, એણી કાબુલનાં શાહની બેટી હતી. અને પરેહજગાર તેમજ ઘણી બુદ્ધીવાન [illegible] હતી.

(૩૨) જેહાં પેહેલવાંન કેરેશાસપને નામે તવારીખોમાં આશકારા થયલો પેહેલવાંન એ પેહેલવાંને ઘણાક રાક્ષસો, દેવો, અજદહાઓ, મોટા સાપો વિગેરે માણસોને નુકસાન કરનારાઓને માર્યા હતા. એની કારકીર્દીનું "કેરેશાસપનામું" નામે પુસ્તક હાલ મોજુદ છે.

(૩૩) ઇરાંનનો પેશદાદીઅન વંશનો ચોથો પાદશાહ, અવસ્તામાં એને યીમ કરી ઓળખેલો છે. દાદાર અહુરમજદે રૂહશાહ પેગમ્બર જરથોશ્તના આગમચ એને અહુરમજદી દીન શીખવી હતી, અસલ રાજાઓમાં એ પોતે ઘણોજ સરસ શાહ થયો હતો. પોતાનાં રૈયતનાં ભલાંને માટે હમેશાં તતપર રહેતો હતો. પોતાનાં રૈયતનાં એને ચાર ભાગ કર્યા હતા.

(૧) 'આથોરનાન' કે જેનાં દાનાવા અને દીનદાર લોકો હતા.
(૨) 'રથેસ્તાર' કે જેમાં પહેલવાનો તેમજ સીપાહો હતા.
(૩) 'વાસ્ત્રિઓશ' કે જેમાં ખેડુતો હતા.
(૪) 'હુતોક્ષ' કે જેમા કારીગરો હતા.

વીવંઘાંન તેહમુરસ.
હોશંગ સ્યામક.
સ્યામક ગયોમર્દ.
ગયોમર્દ નર અશો.
(૩૪) અઍરજ નર અશો.
સ્યાવક્ષ નર અશો.
ગોપરૂ નર અશો.
યેમીન નર અશો.
ચંધરવાસ નર અશો.

૩૫ {
રાગરસ નર અશો.
યામ્જસ નર અશો.
એવાનજસ નર અશો.
ખોમીમ નર અશો.
હંદાર નર અશો.
વેદ નર અશો.
}

(૩૬) આનું ગોપત્ય શેહ.
બેજવ ગોદ.
ગોદ ગુદર્જ.
ગુન્ગીન મંશદ.
મંશાદ ગુદર્જ.
એરેજાંમ ગુદર્જ.
રેહામ ગુદર્જ.
ગુદર્જ ગેશવાદ.
ગેશવાદ કારન.
કારન ગાવે.
કોબાદ ગાવે.
ગાવે આહમર.

(૩૭) યઝદેઝર્દ. શેહેરીઆર.
અરદેશીર શેરોએ.
શેરોએ ખુશરૂ.
ખુશરૂ પરવીઝ હોરમઝદ
હોરમઝદ નોશીરવાંન.

---

જમાઆદ યસ્ત મુજબ એ શાહે વરજમ કઈ ગુફા બનાવ્યો હતો, જે હાલ હયાત છે એને કુદરતી ખોરેહ (તુર) હતું. પણ એના મગરૂરીએ એનો નાશ કર્યો. અને ઇરાનનું મોટું રાજ્ય છોડી અને પોતાને જંગલ વાસ લેવો પડયો. અને તે અરસામાં જાબુલસ્થાંનના રાજાની બેટી સમનનાજ સાથે લગ્નનાં ગાઠથી જોડાયે, અને આનું સમનનાજને પેટ 'તુર'નો જન્મ થયો કે જેનીથી પેહેલવાંની પેહડી ઉતરી આવી છે. શાહનામા મુજબ જોહાક નામના જુલ્મી પાદશાહથી એ નામવર શાહની પદશાહીનો અંત આવ્યો અને તેજ પાદશાહને હાથ શાહ જમશેદ માર્યો ગયો.

(૩૪) જુલ્મી પાદશાહ તુરની અહરાસીઆબનો બાપ પણ એ નરે વખતો વખત ઇરાની સહુમાં લડાઇ જીતી હતી. ઇરાંનીઓની સેવા બજાવતાં એના બાપ અફરાસીઆબે એને મારી નાંખ્યો હતો. એની એ ભલી દીલસોજી માટે એ તુરાંની હોવા છતાં આપણાં ભણતરમાં એનું નામ લેવામાં આવે છે.

(૩૫) કેટલાકો એવું ધારે છે કે ઉપલા અઍરજની સાથનાંજ એ નેક તુરાંનીઓ છે. અને બરજોર કામદીનના કેવાયત ભાગો ચોક્કસ દુખ્મદેો અને આફ્રીત, રીહર, વખતે એઓના નેયતે ઇજ્શની, બાજી કિ । વિગેરે કરી આરાધનાં કરવા જણાવેલું છે.

(૩૬) જેહાં પેહેલવાંન રૂસ્તમની બેન, એણી ઘણી ખુબસુરત, લડાયક, અને શેકારની શોખીન હતી. એણીને પરણવાને ઘણાકો ઉમેદવાર હતા, પણ તેઓ હારી જવાથી એણી ગેવ સાથે પરણી હતી

(૩૭) સાસાની વંશનો છેલ્લો પાદશાહ. ઇ સને ૬૪૧ માં નાહવંદની લડાઇમાં આરબોની સરદાર ખલીફ ઓમરે જીત મેલવી અને હરાવ્યો હતો. એનાં વખતથી ઇરાંનીઓનું મોટું રાજ્ય આ એોને હાથ લઇનું ગયું હાલ પારસીઓમાં યઝદેઝર્દી સને ચાલ છે તે એ શાહ ઇરાનનાં તખ્તપર ગાદી–નશીન થયો તે વખતથી શરૂ થયે છે.

(૩૮) નોશીરવાંન કોબાદ.
કોબાદ પીરૂઝ.
બાલાસ પીરૂઝ.
પીરૂઝ યઝદેઝદ.
હોરમઝદ યઝદેઝર્દ.
યઝદેઝર્દ બેહેરામગોર.
બેહેરામગોર યઝદેઝર્દ.
(૩૯) યઝદેઝર્દ બેહેરામ.
બેહેરામ શાહપુર.
શાહપુર અરદેશીર.
અરદેશીર શાહાપુર.
શાહાપુર હોરમઝદ.
હોરમઝદ નારશી.
નારશી બેહેરામ.
બેહેરામ બેહેરામીઆંન.
બેહેરામ હોરમઝદ.
હોરમજદ શાહપુર.
શાહપુર અરદેશીર.
(૪૦) અરદેશીર બાબેગાંન.
(૪૧) અરદાઈ ગીરાફ અરદાફરવશ.
(૪૨) આદરબાદ મારેસપંદ.
(૪૩) ગોસ્તે ફ્રીઆંન.

---

(૩૮) નોશીરવાંન આદેલને નામે જાહેર છે. એ સાસાનની વંશનો વીસમો પાદશાહ હતો. એનું ખરૂં નામ ખુશરૂ હતું, પણ એ ઘણોજ નેક અદલ ઇનસાફી હોવાથી 'નોશીરવાન આદેલ' ને નામે મશહુર છે. એને 'મજદક' નો ઠગારો ધર્મ પાળનારાઓનો નાશ કર્યો તેમજ દેશોમાં ધર્મ સંબંધી ઘણો સુધારો કર્યો હતો. વળી શાળાઓ, પુલો નિશાળો વગેરે સ્થાપી હતી. ને ૩૯ વર્ષ રાજ્ય કર્યું. અને ઇરાનની ઘણીક તવારીખોને બનતી તરીકે એકઠી કરી હતી.

(૩૯) ઇરાનનાં સાસાંની વંશનો તેરમો પાદશાહ, એ ઘણો નેક અને દાનાર હતો. પોતાના વિશ વર્ષનાં રાજ્ય અમલમા સર્વે કોમને પોત પોતાનો ધર્મ પાળવાની છુટ આપી હતી.

(૪૦) સાસાંની વંશનો પહેલો પાદશાહ એનાં બાવા 'બાબક' ના નામપરથી એ 'બાબેગાંન' કરી ઓળખાય છે. એને ઇરાનના તખ્તપર આવ્યા પછી જરથોસ્તી ધર્મ જે પડતી હાલતમાં હતો તે તાજો કીધો, અને ઇરાંન સર જમીનથી જુદદીન રસમો દુર કરી હતી.

(૪૧) અરદેશીર બાબેગાંનનાં વજીર. ( વધુ માટે જુઓ આ કેતાબને ૪૭૪ મે સફે. )

(૪૨) સાસાંની વંશનાં ત્રિજા પાદશાહ હોરમજનાં વખતમાં થઇ ગયલા એક કાબેલ દસ્તુર એ એણે પોતાના દીકરા જરથોશ્ત ( એ જરથોસ્ત પેગંબર નહિ ) ને જે નશીયતો કરી હતી તેનુ 'પંદનામે આદરબાદ મારેસપંદ" નામનું પેહલવી પુસ્તક મોજુદ છે. એ દસ્તુરનાં વખતમાં જે બાજદયસ્નો દીનપર પુખ્તો એતેકાદ ન રાખતા હતા તેઓને એ દસ્તુરે મોજેજો કરી બતાવ્યો હતો ( વધુ માટે જુઓ આ કેતાબને ૪૭૬ મે સફે )

(૪૩) એ પણ ઘણા કાબેલ અને નેક હતા. અખતજાદુ નામનાં એવણનાં બનેવીએ એવણને (૯૯) સવાલો પુછ્યા હતા, અને સરત એવી કરી હતી કે જો તેમાંનો એક પણ જવાબ ના આપે તો મારી નાખવો. એ બધા સવાલોના જવાબ એવણે આપ્યા. ત્યાર બાદ એવણે અખતજાદુને સવાલો પુછ્યા પણ નહિ જવાબ વળાયા ગોસ્તેફ્રીઆને અખતજાદુને મારી નાખ્યો.

દસ્તુર મેહેરજી એરવદ વાછા.
દસ્તુર આઝર કેવાંન બીન આઝર ગોશસ્પ.
દસ્તુર ફ્રએહાબાદ દસ્તુર માહીઆર.
દસ્તુર આસદીન એરવદ કાકા.
દસ્તુર બરજોર બેહેદીન કામદીન.
દસ્તુર હોરમજદીઆર એરવદ ફરાંમરોજ.
દસ્તુર દારાબ દસ્તુર હોરમજદીઆર.
દસ્તુર દારાબ દસ્તુર પાલન.
દસ્તુર જામાસ્પ એરવદ આશા.
દસ્તુર દારાબ ઓસ્તા શોરાબ.
દસ્તુર કાઉસ એરવદ ફેદુન.
દસ્તુર કાંમદીન દસ્તુર કાઉસ.
દસ્તુર જમશેદ દસ્તુર જામાસ્પ.
દસ્તુર કાઉસ એરવદ રૂસ્તમ.
દસ્તુર ફરાંમરોજ એરવદ કેરશાસ્પ
દસ્તુર કાઉસ દસ્તુર રૂસ્તમ.
દસ્તુર અસપંદીઆર દસ્તુર કાંમદીન.
દસ્તુર ખુરશેદ દસ્તુર જમશેદ.
દસ્તુર ફીરોઝ દસ્તુર કાઉસ.
દસ્તુર ફરાંમ એરવદ રૂસ્તમ.
દસ્તુર જામાસ્પ એરવદ રૂસ્તમ.
દસ્તુર એદલ એરવદ સોરાબ.
દસ્તુર જમશેદ એરવદ સોરાબ.
દસ્તુર જમશેદ દસ્તુર બરજોર.
દસ્તુર એદલ દસ્તુર દારાબ.
દસ્તુર નોશીરવાંન દસ્તુર જામાસ્પ.
દસ્તુર મીનોચેહેર એરવદ માણેક.

એરવદ કાંમદીન એરવદ જરથોસ્ત.
એરવદ બેહેમન એરવદ ફ્રએહાબાદ.
મોબેદ ફરજાંને બેહેરાંમ.
એરવદ રૂસ્તમ એરવદ પેશોતન.
એરવદ મીનોચેહર એરવદ હોમજી.
એરવદ રૂસ્તમ એરવદ માણેક.
એરવદ તેમુલ ઓસ્તા રૂસ્તમ.
ઓસ્તા નવરોજ એરવદ રૂસ્તમ.
એરવદ માણેક ઓસ્તા નવરોજ.
એરવદ ખુરશેદ એરવદ તેમુલ.
એરવદ મીનોચેહેર એરવદ ખુરશેદ.
એરવદ બેહેરાંમ એરવદ જીજી.
એરવદ મીનોચેહર ઓસ્તા નવરોજ.
એરવદ ફરેદુન એરવદ મર્જબાંન.
એરવદ ડોશા એરવદ સોરાબ.
(૫૧) બેહદીન અરદેશર સંજાણી.
બેહદીન ચાંગા બેહેદીન આસા.
બેહદીન માલન બેહેદીન બેહેરાંમ.
બેહદીન નરીમાન બેહેદીન હોશાંગ.
બેહદીન કામા બેહેદીન આસા.
બેહદીન માણેક બેહેદીન ચાંગા.
બેહદીન અસપંદીઆર બેહેદીન મજદીઆર.
બેહદીન રૂસ્તમ બેહદીન મજદીઆર.
(૫૨) બેહદીન કામદીન બેહેદીન શાપુર.
(૫૩) બેહદીન કામાં વોહોરા.
(૫૪) બેહદીન કાઉશ બેહેદીન કામાં.

---

(૫૧) સંજાણમાં જે વખતે લડાઇ થઇ તે વખતે ઘણાક પારસીઓની ફોજ એકઠી કરી લડવા નીકળેલો બહાદુર બેહદીન.

(૫૨) ઇ. સ. ૧૫૫૮ ) નાં સાલમાં ભરૂચથી ઇરાંન જઇને જરથોસ્તી મહજબોને લગતા જવાબોની એક રેવાએત તથા વર્ષનાં બાજ અને દીન આઇનને લગતી કેટલીક કેતાબો ભરૂચનાં દસ્તુર પદમ રામીઆરપર લાવ્યા હતા.

(૫૩) એવણ ૧૫૬૨) માં તેમજ બીજી વાર ઇરાન જઇને જરથોસ્તીઓનાં ધર્મને લગતી બાબદો લાવ્યા હતા.

(૫૪) એવણ પણ ૧૫૭૫) માં ખંબાતથી ઇરાંન જઇને ધર્મ બાબદો લાવ્યા હતા.

(૫૫)
એહદીન અસપંદયાર એહેદીન સોરાબ,
એહદીન કાઉસ એહેદીન માહીઆર.
એહદીન બહમન એહેદીન અસપંદયાર.

એહેદીન દોરાબ એહેદીન નાહના
એહેદીન નાહના એહેદીન પુંજીઆ.
એહેદીન બહમન એહેદીન પુંજીઆ.

હીરજી એહેદીન વાચ્છા.

ગારોથમાંની કામા એહેદીન વોહોરા.

એહેદીન માણેક એહેદીન એદલ.

એહેદીન બનાજી એહેદીન લીમજી.

એહેદીન રૂસ્તમ એહેદીન દોરાબ.

એહેદીન નાહના એહેદીન ભીમજી.

એહેદીન શેરાબ એહેદીન નાહના.

એહેદીન નવરોજ એહેદીન નૌશીરવાંન.

એહેદીન રૂસ્તમ એહેદીન કેરશાસપ.

એહેદીન ધનજીશાહ એહેદીન મનજીશાહ.

એહેદીન હીરજી એહેદીન જીવણ.

એહેદીન નૌશીરવાંન એહેદીન કોહા.

એહેદીન દાદી એહેદીન નૌશીરવાંન.

એહેદીન સોરાબ એહેદીન મીનોચેહેર.
એહેદીન ધનજીશાહ એહેદીન બરજોર.
એહેદીન અરદેશર એહેદીન દાદી.
એહેદીન દાદા એહેદીન નૌશીરવાંન.

એહેદીન નૌશીરવાંન એહેદીન માણેક
એહેદીન ખુરશેદ એહેદીન જમશેદ.
એહેદીન પેશોતન એહેદીન બહમન.

(૫૬) બાનુ બાઇ એહેદીન દાદા.
એહેદીન નવરોજ એહેદીન કાઉસ.
એહેદીન હોરમજ એહેદીન ખુરશેદ.

એહેદીન હોરમજ એહેદીન એદલ.

એહેદીન લીમજી એહેદીન કાઉસ.

એહેદીન પેશોતન એહેદીન મેહેરવાંન

(૫૭) બાનું દીન એહેદીન પુંજીઆ.

(૫૮) બાનું બચું એહેદીન પેશોતન.

એહેદીન ફીરોજશા એહેદીન ધનજીશા.

એહેદીન ખુરશેદ એહેદીન માણેક.

એહેદીન ખુરશેદ એહેદીન કાઉશ.

એહેદીન જીજી એહેદીન મેહરવાંન.

એહેદીન પેશોતન એહેદીન ખુરશેદ.

એહેદીન ફરાંમ એહેદીન કાઉશ.

એહેદીન રૂસ્તમ એહેદીન કાઉશ.
એહેદીન પેશોતન એહેદીન મેહરજી.
એહેદીન વાકા એહેદીન મેહરજી.
એહેદીન અરદેશર એહેદીન ફીરોજશા.
એહેદીન કાઉશ એહેદીન એદલ.

---

(૫૫) એ સઘલા એહેદીન સાહેબોએ આપણા બુલંદ ધર્મ બાબે હિંદુસ્થાનથી ઇરાન જઇને ધર્મ સંબંધી લખાણો લાવીને તેઓને દીનની બાબદોથી જાણીતા કર્યા હતા. અને એ સીવાય બીજા ઘણાક જરથોસ્તીઓ ધર્મને માટે ખબર મેળવવા ઇરાંન ગયા હતા, અને ત્યાંથી દસતુરો, મોબેદોને પુછીને ધર્મ સંબંધી જવાબો લાવ્યા હતા, તેમાં એહેદીન નરીમાન હોશંગ જે જવાબો ઇરાંનથી લખાવી લાવ્યા હતા તેને હાલ આપણે રેવાયતને નામે ઓળખીયે છીએ.

(૫૬) દાદાભાઇ નશરવાંનજી મોદીનાં વીધવા, એવણે પોતાના ધણીનાં મરણબાદ તેઓની પુંજીમાંથી આતશબેહેરાંમ સુરતમાં બંધાવ્યું હતું. તેનાં જાશનાં નીભાવ માટે રૂ. ૧૫૦૦૦) ની રકમ એલાયદી આપી હતી.

(૫૭) એ બાઇએ પોતાના ધણીનાં પુંજીમાંથી કરંજ ગામમાં ૧૮૨૮) માં દખમુ, સગરી, નસાખાંનુ, કુવો વિગેરે બંધાવ્યું હતું.

(૫૮) એ બાઇ ઘણાં ધર્મી હતા. એવણે ધર્મને લગતાં મકાનો બંધાવ્યાં હતાં. તા. ૨૬ મી ફેબરવારી ૧૮૪૧) ને દીને ૮૦) વર્ષની વયે મરણ પામ્યાં હતા.

## મરણ પામતાં ફરજંદોની તનદરોસતી ચાહવાના બાબમાં

જરથોશતી ભલી દીનનાં પાળનાર કોઇબી આસામીને ત્યાં ફરજંદો થતાં હોય અને મરી જતાં હોય તો તેની તનદોરસ્તી યાને હયાતી ચાહવા સારૂ હોમ-ઇઅજદની નૈયતે બાજ, આફ્રરગાન ઇઅજશને, જશન, વિગેરે જારી કરવું. જો તે એટલું કરવાની શક્તિ નહિં હોય તો બાજ આફ્રરંગાંન કરવું. ઇઅજદાનાં હોકમથી ફાયદો મળશે.

## ઉપાય બીજો

હરેક કોઇ આસામીએ પોતાના ફરજંદની અથવા પોતાની તનદરોસતી ચાહાવાને માટે પાક બેહેરાંમ ઇઅજદની બાજ લઇને પરેજગારીથી નીચલા કલાંમ હરરોજ પઢવા, ખુદાવંદની બક્ષેસથી તનદરોસતીમાં ઘણોજ ફાયદો થશે.

'કલાંમ'

ઇઅજ઼દાંન પાક રાસત દાદધર દાદાર અહુરમજ઼દ* બનામે ઇઅજ઼દ* બક્ષાઇઅનદે બક્ષાઇશગરે મેહેરબાંન* નામે ઇઅજ઼દ* નામે નેવે ફરેદુન ફરેદુન આથવીઆન ખુરશેદ રવન દશપ ઇઅ-જ઼દાંન* હુઅરે ખશે તેમ અમેશેમરેમ ગુરવદ અસપેમ ઇઅજ઼-મેદે* તેશતરીમ દરવો ચશમનીમ ઇઅજ઼મેદે* ( ફલાનરા જેની નૈયતે પઢે તેનું નામ લીએ* ) વજાર નીરોઇ ખોરેહ ફરેદુન ફરેદુન આથરીઆંન* પમાહે ચશેમ મેબશતેહોમ વજોએનીરોએ ખોરેહ ફરેદુન ફરેદુન આથરીઆંન* વજોઇ અવાક્ષતરાંન ઓ વાક્ષતરાંન તનદરોસતી બાદ* ફદુન બાદ* ઇઆહી નીશાબાદ* ખુમ બાદ* ફદુન બાદ*અશોને અશેમ વોહૂ (૩)

## ઉપાય ત્રિજો

પોતાના ફરજંદની અને પોતાની તનદરોસતી ચાહાવા વાસ્તે હોમઇઅ-જદની ખશનુમને ઈઅજશને દરૂનબાજ તથા આફરગાન હોમઇઅજદની નૈયતે કરાવવું એટલું કરવાની શકિત નહિં હોય તો હોમઇઅશત હરરોજ પઢવી અને તનદરોસતીમાં જેની નૈયતે પઢે તેનું નામ લેવું.

## પોતાના ફરજંદોનું અને પોતાનું સુખ તથા તનદરોસતી ચાહવાના બાબમાં

હરકોઇ આસામીએ પોતાનાં ફરજંદો, અને પોતાનું સુખ ચાહવા માટે પવિત્રાઇથી કુસ્તી કરી અરદી બેહેશત અમેશાસપંદની બાજ લઈ પરહેજગારીથી નીચલા કલામો પઢવાં.

'કલાંમ'

" ઈઆ રંઘહીફન સરૂ અંઘા વહેશતાદ શીઓથનાદ મરે-તાનો ફૂબેયો મજદાુ અકા મરોદ ઈઓઈગેુશ મોરેદાંન ુરૂ આખશ ઉખતી જીુતુ ઈઆફશ ગરેહમા અશાદ વરતા ઇઅ-સચા વામશ ઈઅજતે દરૂજસચા પેરેમતો ફસચા શીુમાંમ એપી દેબેતાના ઇઆફશ ફસસરૂદુમ બુમીઆુ હપતેથે. "

કોઇ પણ આસામીને જો એ કલામ લખીને પાસે રાખવાની મરજી હોય તો તેઓએ નમુનો નં ૧૩ નાં કલામ મુજબ લખી પાસે રાખવું. ( લાલ શાહીથી લખવા ) (જુઓ નમુનો નંબર ૧૩).

## ખુદ પોતાનું સુખ ચાહવાના બાબમાં*

ભલી દીનનાં પાળનાર હરકોઈ આસામીએ પોતાનું સુખ ચાહાવા માટે પવીત્રાઇથી પાક સરોશ અશોની બાજ લઇ પરેજગારીથી નીચલા કલામો પઢવા.

'કલામ'

"અઇ ઈનુમ દેહુઆ વીસપા હુધો અકાદ મનંઘો સતાયે-થરેમ ઇઅસચા વામશ ઇઅજ્તે."

કોઇ પણ આસામીને એ કલામ લખી પાસે રાખવાનો ઇરાદો હોય તો તેને અથવા તેણીએ નમુનો નં. ૧૪ ના કલામ મુજબ લખી પાસે રાખવું ઇઅ-જદાંની યારીથી ફાયદો પામે. ( લાલ શાહીથી લખવા ) (જુઓ નમુનો નંબર ૧૪)

## નબળાઈનું દર્દ દફે કરવાના બાબમાં*

ભલી માજદીઅસની દીનના પાળનાર હરેક કોઈ આસામી મર્દ, બાનુ યા બચ્ચું કોઇને નબળાઇ થતી હોય તો પાકી હુશ્યારીથી "પાક અરદી બેહે-શત અમેશાસ્પંદ"ની બાજ લઇને નમુનો નં. ૧૫ ની તાવીજ આતવારને દિવસે લખીને આસામી કે જેને નબળાઇનું દર્દ થયું છે તેના પોતાના દરવાજાપર ચોટાડે યા તો તેની ખાક બનાવી સુંઘે તો દર્દ નાબુદ થાય. (અમબરની શાહીથી લખવા) (જુઓ નમુનો નંબર ૧૫)

## ઊપાય બીજો*

પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી "અરદીબેહેશત અમેશાસ્પંદની" બાજ લઇને મોટી હફ્ત અમેશાસપંદ ઇઅશત રોજ પઢવી ઇઅજદાંની યારીથી ફાયદો પામે.

## ઉપાય ત્રિજો*

પોતાની ગુંજાશ માફક "અમેરદાદ અમેશાસપંદની" આરધના કરવી. યા સખાવત કરવી. પાક દાદાર પાસે મુરાદ ચાહાવી, કે નબળાઇનું દર્દ દફે થાય.

## મુલાકાતની આરજુ બર લાંવવાના બાબમાં*

હરકોઇ આસામીને પોતાના ખેશ ખેશાવંદની તથા બીજા કોઇ આસામીની મુલાકાત બર લાંવવા માટે પવિત્રાઇથી કુસ્તી કરી "અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇ નમુનો નં. ૧૬ ની તાવીજ લખી પાસે રાખે તો ખુદાનાં હુકમથી પોતાના કામમાં ફાયદો મલે. (લાલ શાહીથી લખવા) (જુઓ નમુનો નંબર ૧૬)

## ઉપાય બીજો*

હરેક કોઇને કોઇ પણ આસામી તરફ દીલ હોય તેની મેહેરબાંની મેળવવા માટે પાક અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇને નમુનો નં ૧૭A ની તાવીજ લખી પાસે રાખે તો પાક ખુદાવંદની મેહેરથી પોતાની મુરાદમાં ફતેહ પાંમે. ( લાલ શાહીથી લખવું ) ( જુઓ નમુનો નંબર. ૧૭A )

## ઉપાય ત્રિજો*

જરથોસ્તી પાક બેહેતર દીનના પાળનાર હરેક કોઇએ ( બાનુ યા મર્દ યા બચ્ચું ) કોઇ પણ આસામી સાથે મિત્રાચારી મોહોબત, વધુ રાખવી હોય તો

પવિત્રાઇથી કુસ્તી કરી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇને નમુનો નં ૧૭B ની તાવીજ સામા આસામીના નામ સુધ્ધાં લખી પોતાની પાસે રાખે તો બારેહ-કતાલાની બખશેશથી ફાયદો મલે. (લાલ શાહીથી લખવું) (જુઓ નમુનો નં ૧૭B)

## ઉપાય ચોથો*

પવિત્રાઇથી (ઉપર જણાવ્યા મુજબ) અરદી બેહેશત અમેશાસપંદની બાજ લઇને રોજ હોમ ઇઅશત પઢે તો પઢનાર આસામી પોતાના કામમાં ફાયદો મેળવશે.

## ઉપાય પાંચમો*

પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી પાક સરોશ અશોની બાજ લઇને અહુરમજદ ઇઅશત રોજ પઢવી યા ગુંજાશ મુજબ દરૂન બાજ, આફરગાંન, ઇઅજશની જશન, વિગેરે પાક દાદારને નામનું કરાવ્વું.

## નેકાહના બાબમાં*

પાક બુલંદ જરથોસ્તી દીનના પાળનાર કોઇબી આસામી યા બાનુ પોતે ઇચ્છે, કે પોતાના નેકાહ ( લગન ) ના કામમાં થતી હરકત ટળી વગર મુશ્કેલે તેનું કામ પાક કીરતારની મેહેરબાંનીથી સરંજામ ઉતરે, તો પોતાની ગુંજાસ મુજબ તે કામમાં ફતેહ મેળવ્વા બાબે પાક દાદાર અહુરમજદને નામથી દરૂન, બાજ, આફરંગાંન, જશન, ઇઅજશની વિગેરે કરાવ્વું યા તેટલું કરવાની શકિત નહિં હોય તો દર રોજ પવિત્રાઇથી કુસ્તી કરી પાક સરોશ અશોની બાજ લઇને દાદાર અહુરમજદનાં ૧૦૧ નામ, અહુરમજદ ઇઅશત, અને મોટી હોમ ઇઅ-શત એટલું પઢવું ઇઅજદાંની બખશેશથી ફાયદો અને ફતેહ મલે.

## ડાહાપણુના બાબમાં*

કોઇ પણ આસામીને યા બચ્ચાંને યા હરેક કોઇનેબી ડાહાપણ નહિં આવતું હોય તો બહમન અમેશાસપંદની યા તો અમેરદાદ અમેશાસપંદની આરાધના પોતાની ગુંજાશ મુજબ કરવી જેવી કે દરૂન, બાજ, આફ્રરગાંન, જશન, ઇઅજશની યા તેઓને નામની સખાવત કરવી તેટલું કરવા નહિં બને તો પાક આતશ બેહેરાંમની આરાધના પોતાની ગુંજાશ મુજબ આગળ જણાવ્યું છે તે મુજબ કરવી. રેહેમી કીરતારની મેહેરથી ફજલ થાય.

## ખેતરમાં અનાજ વધુ પકવાના બાબમાં

અગર હરકોઈ આસામી ઈચ્છે છે કે તેના ખેતરમાં ( જમીનમા ) પાક સારો ઉતરે તો **ખોરદાદ અમેશાસપંદની** આરાધના પોતાની ગુંજાશ મુજબ દરૂન, બાજ, આફ્રરેગાંન, ઇઅજશની જશન, વિગેરે ક્રિયા, કરીને કરે· તેટલું નહિં બને તો ખોરદાદ ઇઅશત રોજ પઢવી ચાલુ કરે તો ઇઅજદાંની બખશેશથી ફાયદો પાંમે.

## ઉપાય બીજો*

પાક મેહેર દાવર ઇઅજદને નામનાં દરૂન, બાજ, ઇઅજશની, જશન, વિગેરે કરી પાક ઇઅજદાંથી ફાયદો ઇચ્છે તો રેહેમી ખુદાવંદની બખશેશથી ફતેહ મલે.

## ઉપાય ત્રિજો

પાક આવાં અરદુઇસુરની આરાધના પોતાની ગુંજાશ મુજબ ઉપર જણાવ્યા મુજબ કરે આવાં ઇઅશત પઢવી જારી કરે તો દાદારની રેહેમથી અનાજના બાબમાં ફાયદો મલે.

## ઉપાય ચોથો

જે કોઇ આસામી અનાજ બાબે ઇચ્છે કે પુરતા જથામાં તેનાં ખેતરમાં ધાન્ય ઉત્પંન્ન થાય તો અસપંદારમદ અમેશાસપંદની આરાધના ( ઉપર બીજા ઇઅજદોની ફરમાવી છે તેમ ) પોતાની ગુંજાશ માફક કરે યા હપત અમેશાસપંદનાં દરૂન, બાજ, આફ્રરંગાંન, જશન, ઇઅજશની, વિગેરે ક્રિયા કરે, તો પરવર દેગારની મદદથી તેનાં કામમાં જશ સહિત લાભ મલે.

## ઉપાય પાંચમો

ઉપર જણાવ્યા મુજબ પવિત્રાઇથી પાદીઆબ કુસ્તી કરી પાક સરોશ અશોની બાજ લઇને હમેશાં રોશનીભર્યો માહાબોખતારની નીઅંદ્દશ અને ઇઅશત પઢવી ચાલુ કરે, યા બની શકતું હોય તો દરૂન, બાજ આફ્રરગાંન, જશન, ઇઅજશની વિગેરે ક્રિયા કરે. કોઇ પણ રીતની નેક મુરાદ બર લાવવા બાબે માહા બોખતારની (ઉપર જણાવ્યા મુજબની) બંદગી અને ધર્મ ક્રિયા કરે તો ચાહેલી મુરાદ જલદી બર આવે.

## નશીબના બાબમાં

હર કોઇ આસામીને આ ખાકી જહાનમાં તંગદસતી હોય યાને તેનું તકદીર કોઇ પણ કાંમમાં યારી નહી દેતું હોય, અને દરેક મુરાદમાં, તે બેનશીબ હોય તો નમુનો નંબર ૧૮ ની તાવીજ કે જે કમનશીબ માટે ઉપયોગી છે તે પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી અરદીબેહેશત **અમેશાસપંદની** બાજ લઇને લખીને પોતાની પાસે રાખે અને નેક દયાનતે જીંદગી ગુજારે તો ઇઅજદાંની યારીથી ફાયદો દેખે. ( કેશર સહીત અંબર મેળવી શાહી બનાવ્વી ) ( જુઓ નમુનો નંબર ૧૮)

## રોજીનાં બાબમાં

અગર હર કોઈ આસામી બાનુ યા ગ્રહસ્થ પોતાની રોજીમાં વધારો થયલો જોવા ઇચ્છે, યાને વધુ દોલત, ( પૈસા ) મેલવ્વાની ખાયશ હોય તો પવિત્રાઇથી કુસ્તી કરી પાક દાદાર અહુરમજદની બાજ લઇ, આતશપર સુખડ લોબાન, ખુશબો મુકી પોતાની રોજીમાં વધારો થવે 'પાક ખુદાવંદ' નો હીસ્સો રાખવા બાબે મુરાદ ચાહાવી (પોતાની ઈચ્છા મુજબ રોજી બાબે મુરાદ ચાહાવી અને મરજી પડે તેટલો, રૂપીએ આની, બે આની ચાર આની યા ખુસી પડે તેટલો હીસ્સો કહેવો, અને હમેશાં પોતાની આવકમાંથી તે હીસ્સો કાહાડવો, પછી તે હીસ્સો ખુદાની રાહપર ક્રિયા, ખેરાત, વિગેરે નેક કામમાં વાપરવો) તો ઇઅજદાંની યારીથી ફાયદો પામે. રોજીનાં બાબમાં આ ઉપાય સર્વથી ઉત્તમ છે.

## ઊપાય બીજો*

આસામી કે જે પોતે ઉપર જણાવ્યા મુજબની ક્રિયા કરવાને શકિતવાન ન હોય તો પોતાની ગુજાશ મુજબ રોશન માહાતાબ અથવા મીનો અરશશંગ

ઇઅજહની આશાખનાં હફન, બાજ, આફુરગાન, ઇઅજશની. જશન વિગેરે ક્રિયા કરે અગર તેટલું નહિં બને તો રોજ અરશશંગ ઇઅશત અને માહાની નીઆઃ રથ, તથા ઇઅશત પઢે તો રેહેમી દાદારની મદદથી ફતેહ મલે. રોજ બ રોજ હમેશાં અરશશંગ ઇઅશત અને માહાની નીઆઃરથ,' ઇઅશત, પઢવાથી વધુ ફાયદો તેનાં પઢનાર મલે છે.

## ઉપાય ત્રિજો

નમુનો નં. ૧૯ ની તાવીજ પવિત્રાઇથી અરદી બેહેશત અમેશાસ્પંદ, અથવા બેહેરાંમ ઇઅજદની બાજ લઇને લખી પરહેજગારીથી પોતાની પાસે જાળવી રાખે તો બુલંદ બખશેશના ખાવીંદની મદદથી ફાયદો પામે. અને રોજીમાં વધારો થાય. ( કેશર સહાત અંબર મેળવી શાહી બનાવવી ) (જુઓ નમુનો નંબર ૧૯)

## જખમ જલદી રૂજ લાવવાના બાબમાં

પાક બેહેતર દીનનાં કોઇબી બાનુ યા ગ્રહસ્થ કોઇનેબી કંઇ હથ્યારથી યા કઇબી હોનારત, દર્દથી બદનનાં કોઇબી ભાગપર જખમ પડયો હોય તો પાકી હોશયારીથી હોમ ઇઅજદની બાજ લઇને નમુનો ન, ૨૦ની તાવીજ લખીને યા તખ્તી બનાવીને ગલામાં બાંધે યા પેહેરે તો જખમ જલદી રૂજ આવે. ( લાલ શાહીથી લખવું ) (જુઓ નમુનો નંબર ૨૦)

## ઉપાય બીજો

ઉપર જણાવ્યા મુજબ પાકી હોશ્યારીથી હોમ ઇઅજદની બાજ લઇ નમુનો ન. ૨૧ની તાવીજ લખી હમેશાં પવિત્રાઇથી પાસે રાખે તો ખુદાવંદની

મેહેરથી તોપ (ગોળી,) બંદુક, તીર, વિગેરે કારી જખમ કરનાર હથ્યારની અસર તે શખસને નહિં થાય. ( કાળી શાહીથી લખવું ) ( જુઓ નમુનો નંબર ૨૧ )

## ઉમરદરાજી ચાહાવાના બાબમાં

અગર જે કોઇબી પોતાને માટે યા બીજા કોઇને થકી લાંબી જીંદગી ઇચ્છે તો અમરદાદ અમેશાસપંદની આરાધનાં ( આગળ બીજા ઇઅજદો વિષે જણાવ્યું તે મુજબ ) કરે તો ઇઅજદાંની મેહેરથી ફતેહ પામે.

## ભુલું પડે તેના બાબમાં*

હરેક કોઇબી આસામી યા બાનુ યા બચ્ચું કોઇબી જો માર્ગમાં યા મુસાફરીમાં રસ્તો ચુકી ભુલું પડે તો પાકી હોશ્યારીથી ( પાક સરોશ અશોની બાજ લઇને અહુનવર ( ૧૦ ) પઢવા અને નીચલાં કલાંમ પઢવાં. ) પાક ખુદાંદ દાદારની મદદથી હરકત, મુશ્કેલી ટળી પોતાને ધારેલે માર્ગે વગર મેહનતે પોહોંચે, યાને તે આસામીને ચાલવાનો ખરો માર્ગ સુજે.

' કલાંમ '

ઇઅજદાંન પાક રાસત દાદાર અહુરમજદ* પનામે ઇઅજ-દાંન અહુરમજદ ખોદાઇ* ખાવીંદે રાસત અવજુની ગુરજે ખોરેહ અવજાઇઆદ ખુબ સુરત સરોશ અશો તગી પીરોજગર બાદ* દસતગીરે રવાંન* હમા તન પાસબાંન અશોઆંન* અશો નેગે-હદાર* સરોશ યાદદાર* સરોશ ગોશદાર હાલા રવાંને પાસબાંન* રોજ માહો શબાંન* સરોશ ઇઅજદ પનાંહ બાદ* અશોને અશેમ વોહૂ (૧)

જો તે વખતે વધુ જોખમ યા ભયંકર જેવી સ્થિતિમાં તે આસામી હોય તો પોતાથી બને તેમ સરોશ ઇઅજદની આરાધનાં પોતાની ગુંજાશ મુજબ કરવાનો ઇરાદો ધારે. શકિત મુજબ સરોશનાં દરૂન, બાજ, આફ્રરગાંન, જશન, ઇઅજશની વિગેરે કરવા ધારે અને તે મુશકેલીમાંથી ફારેગ થવા બાદ તુરત કહેલી ક્રિયા કરે તો પાક ખુદાવંદથી ફાયદો પામે.

## ઉપાય બીજો*

નમુના નંબર ૨૨ નાં તાવીજ કે જે પાસે રાખવાથી દેવોની તોખમ-નઓથી પોહોંચતી હરકત દુર થાય છે, તે જો પાસે રાખે તો માર્ગમાં યા મુસાફરીમાં કંઈ પણ હરકત કે જે દુષ્ટ ધનામીનોથી આદમ જાતને પોહોંચે છે તે દુર થાય. ( કાળી શાહીથી લખવું ) (જુઓ નમુનો નંબર ૨૨)

## ભારે બલા દુર કરવાના બાબમાં*

કોઇ પણ આસામો ભારે બલામાં ફસી પડયું હોય અને પવિત્રાઇથી કુસ્તી કરી પાક **અરદીબેહેશત** અમેશાસપંદની બાજ લઇને નમુનો નં. ૨૩ ની તાવીજ લખીને પવિત્રાઇથી પોતાની પાસે રાખે તો આફતથી બચે. ( કાળી શાહીથી લખવું ) (જુઓ નમુનો નંબર ૨૩.)

## હરેક પ્રકારના બલા, ભુત, પલીદી, જાદુ વિગેરે દફે કરવાના બાબમાં*

જે કોઇબી આસામીપર ભુત પલીદી અને જાદુની અસર થઈ હોય તો તે દફે કરવા પવિત્રાઇ અને પાકી હોંશીયારીથી પાક અરદીબેહેશત અમેશાસ-પંદની બાજ લઇને નમુનો નાં. ૨૪ ના કલાંમ લખીને જે આસામીપર ભુત, પલીદી, જાદુ, બલા, વિગેરે અસર થઈ હોય તેને ડાબા હાથની બાજુએ બાંધે તો રેહેમી કીરતારની બક્ષેશથી બલા દફે થશે. (કાળી કાજલની શાહીથી લખવા) (જુઓ નમુનો નંબર ૨૪)

## ઊપાય બીજો*

પવિત્રાઇથી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇને બલ્યુ દોરાનાં સાત તરાગ લઇ સાથે એકઠા કરતાં અરદીબેહેશત ઈઅશત પઢવી, અને અરદીબેહે-શત ઈઅશતની નીરંગ એક વખત પઢી એક ગાંઠ વાળવો એમ સાત વખત પઢતાં સાત ગાંઠ વાળવા પછી તે દોરાને લોબાંનથી ધુપાવી દર્દીની ડાબી બાજુએ બાંધવો ધુપ આપતી વખતે પાક દાદારનું નામ જબાંનપર લેવું.

## ઊપાય ત્રિજો*

કોઇઓ શખ્સને હડહડતું જાદુ લાગું હોય તો હોમ યઅજદની યજશની તથા બાજ આફ્રરગાંન શાહા સ્યાવક્ષની નેયતે ઈજાગ્વું, જેથી સર્વ દર્દ દફે થશે.

## ઊપાય ચોથો*

પરહેઝગારી અને પાકી હોશીયારીથી અરદીબેહેશત અમેશાસંપદની બાજ લઇ કુલ બલા દફે શવદની નીરંગ ( જુઓ તાવ દફે કરવાની નીરંગમાં એ નીરંગ લખેલી છે ) દર્દીપરથી પીછી કરતાં સાત વખત પઢવી અને પછી અરદીબેહેશત યઅશત પઢીને નમુના નં. ૨૫ ના કલામ લખીને ધોઇને દર્દીને તે પાણી પીવાડવું પુરતી પાકીજગી અને હોશીયારીથી આ કામ કરવામાં આવશે તો રેહેમી ખુદાવંદની બક્ષેશથી ફાયદો મળશે. ( ગોલાબજળમાં કેશરની શાહી બનાવવી ) (જુઓ નમુનો નંબર ૨૫)

## ઊપાય પાંચમો*

પાકી હોશીયારીથી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઈ નીચલા

કલાંમ સાત વખત પઢતાં પીંછી કરવી અને પીંછી કરવા બાદ ઓય ( આતશ-પર બાલવાની ) નો ધુંવાડો તે દર્દીને આપવો. અને ધુંવાડો લેતાં પણ એ કલામ પઢવા. ખુદાની મેહેરબાનીથી બલા દફે થશે.

'કલાંમ'

ઇઅજ્દાંન દાદધર રાસત દાદાર અહુરમજ્દ* બનામે ઇઅ-જ્દ* બક્ષાઇઅનદેહ, બક્ષાઇશગરે મેહેરબાન* કુ સેકનમ. ઓ વાએનુમ, નેજાર કુનમ કાલબુદે શોમા દેવાન, ઓ દરૂજાન ઓ હમએ જાદુઆન, ઓ પરીઆંન, પ હોમ વ બરસમ વ દીને રાસત, વ દરૂસત વેહે પાક બુલંદ દાદાર અહુરમજ્દ, ઓ મન ચાશીદ, અએ હોમ ઇઅજ્દ, કુલ બલા આજારવ જાદુ વ પલીદી હમએદર્દ અજ્ ( દર્દીનું નામ એ જગોએ લેવું. ) દફે કુન* અએ ઇઅજ્દ તુઈ મુજાહમે હમએ દર્દ હમએ બલા દફે કુન*

## ઉપાય છઠ્ઠો*

પવિત્રાઇથી અર્દીબેહેશત અમેશાસપંદની બાજ લઇને નમુનો નંબર ૨૬ ના ' કલાંમ ' લખી કુવાના પાક પાણીમાં ધોઇને તે પાણી દર્દીને પાવું ( જુઓ નીરંગ ધોઇને પીવાની ) પછી કુલ બલા દફે શવદની નીરંગ પઢતાં પીંછી કરવી ( એ નીરંગ તાવની નીરંગમાં લખેલી છે ) અને ઓયનો ધુંવાડો લેતાં ઉપાય પાંચમામાં જણાવેલા કલામ પઢવા. ઈઅજદાંની મદદથી ફાયદો મળશે.

( ' કલાંમ ' કેશરની શાહીથી લખવા. ) (જુઓ નમુનો નંબર ૨૬)

## ઉપાય સાતમો

પાકી હોશીયારીથી અરોશ અશોની બાજ લઇને નમુનો નંબર ૨૭ ના

કલાંમ લખી પાસે રાખે તો હરેક પ્રકારની બલા દફે થાય. ( કાળી શાહીથી લખવા ) (જુઓ નમુનો નંબર ૨૭)

## ઉપાય આઠમો

જો ભુત પલીદીનું જોર વધુ હોય તો હોમ ઇઅજદની ઇઅજશની તથા બાજ આફ્રરગાંન શાહા શ્યાવક્ષને નામે ઇજાવ્વું ખુદાની મેહેરથી ફાયદો મળશે.

## ઉપાય નવમો*

કોઇપર ભુત, પલીદીની ભારે અંસર થઈ હોય તો દાદાર અહુરજદની ઇઅજશની, જશન, અને આફરગાંન બાજ શાહા શ્યાવક્ષને નામે ઇજાવ્વું. સર્વ હરકત દુર થાય.

## ભુત પલીદી દુર કરવાની તાવીજો*

કોઇ પણ આરામીને જો ઉપલા નવ ઉપાયોમાંનો કોઇબી ઉપાય બાબે વધુ મહેનત યા વધુ જર ખરચવું પડતું હોય તો નીચલી તાવીજો પણ એ દર્દ દફે કરવા માટે કામ આવે છે. એ તાવીજો પણ પાક અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇને બનાવ્વી, અને ફરમાવ્યા મુજબ ક્રિયા કરી ઉપયોગમા લેવી.

### " તાવીજ પેહેલી. "

નમુનો નંબર ૨૮ ની તાવીજ લખીને દર્દીના ડાબા હાથની બાજુએ બાંધવી. કે જેથી દેવો, દરૂજો, બલા, હરકત, નાબુદ થાય. ( કાળી કાજલની શાહીથી લખવા ) ( જુઓ નમુનો નંબર ૨૮ )

"તાવીજ બીજી."

આ તાવીજ લખીને દર્દીના ગળામાં પેહેરાવવાથી સર્વ બલા હરકત ટળે. (કાળી શાહીથી લખવા) (જુઓ નમુનો નંબર ૨૯)

"તાવીજ ત્રિજી."

કોઇ પણ આસામી મર્દ ઓરત યા બચ્ચાંને કોઇનેબી બલા ગલેગ થઇ હોય તો પુરતી પવિત્રાઇથી (આગળ જણાવ્યા મુજબ) **અરદીબેહેશત અમેશાસપંદની** બાજ લઇને નમુનો નંબર ૩૦ની તાવીજ શની યા રવીવારે લખી કોઈ પણ પુતળાંને ગળે બાંધવું. કાળા મેસની શાહીથી લખવા) (જુઓ નમુનો નંબર ૩૦)

## જીન, પરી, ખવીશનો આસેબ તોડવાના બાબમાં*

કોઇ પણ આસામીને ખવીશ, જીન, પરી, જાદુ વિગેરેનો આશેબ પાંહોચ્યો હોય તો હોમ **ઇઅજદની** ઇજશને, બાજ, આફ્રરગાંન શાહા શ્યાવક્ષની નેયતે કરાવવું. ખુદાવંદના હોકમથી સર્વ હરકત દફે થાય.

## હર પ્રકારનો આઝાર દુર કરવાના બાબમાં

તન પાક કરી સરોશ અશોની બાજ લઇ પાકી પરહેજગાંરીથી નીચલા કલામ હરેક આઝાર માંટે પડે તો પાક ખુદાની મેહેરથી દર્દ દફે થાય.

'કલાંમ'

**"અમેરેતાતસચા હીઅદ વાડુ, અકા મનંધા દઅંમ દેદુઇઅંગ; અકશચા મેનીફ્રુશ, અકા શીઓથનેમ વચધા, ઇઆ ફ્રચેનશ દરેગુઅંતેમ ખસી ઓ પોરોઇઅનાડુ, ઇઅનાખશતા ઇઆફ્રશ સરાડુઅહીઅતી ઇઅજી, તાઇઅશ અથાહાતામરાને અહુરા વહેસતા, વોસતા મનધા થવહમી વે મજદા ક્ષથરોઇઅ અશાહ્અચ સેંધો વીદાંમ."**

## દરેક બુરાં વ્યસનો દુર કરવાના બાબમાં*

પવિત્રાઇથી કુસ્તી કરી પાક અરદીબેહેશત અમેશાસ્પંદની બાજ લઇ નમુનો નંબર ૩૧ ની તાવીજ લખી જેને કોઇ પણ બુરાં વ્યસન યા આસ્યત હોય તેને પાસે રાખવી, ખુદાની મેહેરથી શુભ માર્ગ સુજ પડે. ( લાલ શાહીથી લખવું ) ( જુઓ નમુનો નંબર ૩૧ )

## લાગેલી નજર યા દેહેશત દુર કરવાના બાબમાં*

કોઇ પણ આસામીને નજર લાગી હોય યા પોતે દેહેશત ખાધી હોય તો નમુનોનંબર ૩૨ ની તાવીજ પાક હોમ ઇઝદની બાજ લઇને લખી, ધોઇને તે તે આસામીને પાય તો ઇઝદાનાં હોકમથી ફાયદો પામે ( ગોલાબજળમાં કેશરની શાહીથી લખવું ) જુઓ નમુનો નંબર ૩૨

## મરકી ટાળવાના બાબમાં*

જ્યાં મરકી ચાલતી હોય તે મોહોલામાં યા શેહેરમાં, યા તે લત્તામાંનાં વસનારાંઓએ સાથે એકઠાં મળીને યા હરકોઇ આસામીએ હોમ ઇઝદની, બહેરામનથી શાહા, ફરેદુનની નેયતે દરૂન, બાજ, આફ્રરગાન, ઇઝશની, વિગેરે કરાવ્વું. પાક ખુદાવંદનાં હોકમથી મરકી દફે થશે.

## ઉપાય બીજો*

જે કોઈ આસામીને મરકી થઇ હોય તેને પોતે કુસ્તી કરી હફ્ત અમેશાસ્પંદની બાજ લઇને અહુરમઝદ ઇઝશત ખુદાનાં ૧૦૧ નામ અને અરદીબેહેશત ઇઝશત એટલુ પઢવું યા કોઇ પસે તનદરોસ્તીનાં નામ દઇને પઢાવ્વું અને કુ કનમની નીરંગ (હોમ ઇઝશતની) અને કુલ બલા દફે થવાની

( વનનત ઇઅશતની ) નીરંગ પઢતાં હદી ને પીંછી કરવી, અને આય કેતાબમાં જે તાવની નીરંગ ફરમાવી છે તે મુજબ ક્રિયા કરવી. પાક રીતે, એક દીલથી ખુદાપર ભરોસો રાખી એ કાંમ કરવામાં આવશે તો ખુદાવંદની બખશેશથી ફાયદો થશે.

## દુશમન દફે કરવાના બાબમાં*

દુશમન વધુ જોરાવર હોય અને પોતે સારી ચાલ ચાલવા છતાં શેતાન-યત ખસલત બતાવતો હોય યાને જે કોઇ આસામી કે જે સર્વંદા સૌનું ભલુ ઇચ્છે છતાં તેની સાંમે કોઇ શખ્સ વેર ભાવ રાખી નાહકનું દુઃખ દઇ હેરાંન કરે તો મોહોર ઇઅજદની નૈયતે ૩૩ ) ઈંદાં મુકી બાજ ઇજાવ્વી અને આફ્રગાંન ભણાવ્વું અને બની શકે તો ઇઅજશની જશન સાથે હરૂન કરવા, ઇઅજદાંની મેહેરથી દુશમન દફે થશે.

## ઉપાય બીજો

પવિત્રાઈ અને પાકી હોશીયારીથી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇ નીચલા કલાંમ સાત વખત દરરોજ પઢે તો ઇઅજદાંની કરમ બખશેશથી દુશમન નાબુદ થાય.

'કલાંમ'

"ઇઅજદાંન દાદવર રાસત દાદાર અહુરમજદ* રઈઓમંદ* ખોરહેમંદ* મીનોઆંન મીનો* માલેક હફતકેશવર* આફ્રીન દે કુલ આલમ* દાનાં* ઓ તવાનાં* અએ કેરદેગાર* દાદાર પાક* અહેરેમન વ દુશમન નાપાક* અહેરેમન વ દુશમન ખાક શવદ* અહેરેમન વ દુશમન* શેકશત વ દફેશવદ, અહેરેમન વ દુશમન

હલાક શવદ* હમએ નસલે અહેરેમન વ દુશમન નાબુદ શવદ* દાદાર અહુરમજદ ફીરોજગર પાક બુલંદ કવી* અય કેરદેગાર અજ તુ મુરાદ ખાહમ* દુશમને મન* હરીફે મન, વ અજ મન હમએ કારે અહેરેમન વ દુશમન દફે શવદ, અએ 'ખાવીંદ' બેહેરામ ઇઅજદરા બે ફરમા દુશમને મન દફે કુન*" ( સાત વખત પઢવા )

## ઉપાય ત્રિજો*

અગર જો દુશમન વધુ દુઃખ દીએ તો પાકી હોશીયારીથી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઈને દરરોજ અરદીબેહેશત અને બેહેરામ ઇઅશત પોતેજ પઢે. ( ફકત એજ બે ઇઅશતો કુસ્તી કરી (બાજ) ઉપર જણાવ્યા મુજબ લઇને પઢે બીજુ ભણવાનું સાથે નહિં ભણતાં જુદી કુસ્તી કરીને ફરજીઆત બંદગી ગુજારે ) અને તનદરોસ્તીમાં પઢનારનુજ નામ લીએ તો રેહેમી ખુદાવંદની બખશેશથી દુશમનનું જોર કમી રહે, જે આસામી એ બંદગી ગુજારે તે વખતે ઘીની બતી અને આતશનું પાતરૂં પોતે અવસતા પઢે એટલો વખત રાખી સુખડ ખુશબો આતશપર બાલવી.

## ઉપાય ચોથો*

પવિત્રાઇ અને પાકીજગીથી કુસ્તી કરી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇ નીચે લખેલા કલાંમ દરરોજ ત્રણવાર પઢવા, રેહેમી કીરતારની યારીથી દુશમન દફે થાય.

"કલાંમ"

"હમેમ તદ વહેશતાચીદ, ઇઅ ુશોરૂઇઅ સીઆસચીદ, દહમી આ ુ, ક્ષીઆંશ મજદા અહુરાઇઅ હીઆતા ઇઅથીસચીદ, દો ઇઅથા હીઅદ ઇઅનથે દરેગુઅતો ઇઆનુ ઇઅસીઇઅંગ અંઘહીઆ" ( ૩ વાર, પઢવા )

## ખરવસતર તોડવાના બાબમાં*

પાક રીતથી કુસ્તી કરી બેહેરામ ઇઅજતી બાજ લઇને પીછી કરતાં નીચલા કલામ પઢવા. ( સાત વખત પઢવા )

" કલામ "

ઇઅજદાંન દાદવર રાસત પાક દાદાર અહુરમજદ, બનામે ઇઅજદ પનામે નેવરે ફરેદુન બસતેહોમ, હફતરંગ સમાન મેઆરે-નીલીન સસતેન, હફત બસતેહોમ જેરહમા ખરવસતરાંન જાદુઈ, બસત હોમ બસત હોમ, હફતરેસમાન અશોને અશેમ વોહૂ (૧) ( સાત વખત પઢવા )

## કોઈ પણ ખરવસતરના ડંખથી કોઇનેબી ચહડેલું ઝેર ટાળવાના બાબમાં*

પાકી હોશીયારીથી 'બેહેરામ ઇઅજદ' યા તો હોમ ઇઅજદની બાજ લઇને નમુનો નંબર ૩૩ ની તાવીજ બનાવી જે આસામી યા જાનવરને ઝેરી જાનવર ડંખ્યું હોય તેને ડંખપર બાંધે, અને પવિત્રાઇથી રહે તો ઈઅજદાંની મેહેરથી ઝેર ઉતરે. ( કેશર સાથ કપુર મેળવી શાહી બનાવવી ) ( જુઓ નમુનો નંબર ૩૩ )

## ઉપાય બીજો

ઉપર જણાવ્યા મુજબ બાજ લઇને નમુનો નંબર ૩૪ ની તાવીજ પાણીમાં ધોઈને જેને ઝેરી જનાવર કરડયું હોય તેને પાય તો ખુદાની મેહેરથી ઝેર ઉતરી

દર્દ દફે થઈ દરદીને આરામ થાય, ( કેશર, ગોલાબ જળમાં મેળવી શાહી બનાવવી. (જુઓ: નમુનો નંબર. ૩૪)

## ઉપાય ત્રીજો*

ઉપર જણાવ્યા મુજબ પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી અરદીબેહેશત અમેશાસ્પંદની બાજ લઇને અહુનવર દશ પઢી નીચલી નીરંગ સાત વખત પઢતાં દરદીને જ્યાં ઝેરી પ્રાણી ડંખ્યું હોય ત્યાં હાથ ફેરવતા પઢવી અને ઉપર જણાવેલી કોઇબી તાવીજ પવિત્રાઇથી લખો ધોઈને પાવી.

' કલાંમ '

" ઇઅજદાંન દાદવર દાદાર અહુરમજદ* બનામે ઈઅજદ* બક્ષાઇઅનદેહ* બક્ષાઇશગરે મેહેરબાંન* કુ સેકનમ ઓ વાએનુમ નિજારકુનમ કાલબુદે શોમા દેવાન* દરૂજાન* જાદુઆન વ પરીઆન પહોમ બ બરસમ વ દીને રાસત વ દરૂસત કે મન ચાશીદ* અશોને અશેમ વોહૂ ( ૧ ) " ( ખરવસતર મારતાં પણ એજ નીરંગ પઢવી )

## કોઈ પણ ઘરમાંની યા જગ્યાની બલા યા દેવ, જાદુઈ, દફે કરવાના બાબમાં*

અગર કોઇબી ઘર અથવા જગ્યા કે જ્યાં જીવતાળા પ્રાણીઓ જેવાં કે આદમજાત તથા ઉપયોગી જાનવરોનો વસવાત હોય પણ કમનસીબે ત્યાં દુષ્ટ ઘનામીનોથી ઉત્પન્ન થએલી હરકોઇ પ્રકારની બલાનો ડર તે ત્યાંના વસનારાંઓને લાગે તો પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી "પાક અરદીબેહેશત અમેશાસ્પંદ" ની બાજ લઈને નમુના નંબર ૩૫ ની પેહેલવીની નીરંગ લખીને ઘરને દરવાજે ચેહોરવી. એ નીરંગ રોજ ૫) મો અસપંદારમદ માહ ૧૨) મો અસપંદારમદને દીનેજ લખવી; પણ જો તે પેહેલાં ઘણી અગત્ય અને જરૂર જેવું હોય તો

હરે માહના 'અસપંદારમદ' રોજે લખવી. (કાળી શાહીથી લખવી) (જુઓ નમુ । નંબ ૩૫.)

નમુનો નંબર ૩૫ નીરંગ 'અશેમ વોહુ' સુદ્ધાં લખી છે તે ઉપર જણાવ્યા મુજબ બાજ ધરીને લખવી. અને આ કેતાબ પાછળ અન્દીએહેશત અમેશાસપંદની' બાજ મુનાજાતની ફરમાવી છે તે પઢવી અને નીરંગ ઉપયોગમાં લેવી. એ નીરંગ કરવા પેહેલા રેતી ઇજવાની નીરંગ કરી ઘરમ રેતી છાટી હોય અને પછી પ લવી ll નીરંગ કરે તો પાક ઇઅજદાંની બખશેશથી વધુ ફાયદો પાંમે.

## નીરંગ રેતી ઇજવાની*

એ નીરંગ પણ રોજ ૫) મો અસપંદારમદ માહા ૧૨) મો અસપંદારમદને દીને ખપ હોય એટલી રેતી લઇ એક ધાતુના બનાવેલા પવિત્ર વાસણમાં રૂકી નીચે જણાવ્યા મુજબ બાજ લઇ તે રેતીને ક્રિયાથી પાક કરી પછી ઘરમાં ઉપલેજ દીને છાંટવી.

ઇઅજદાંન દાદઅર દાદાર અહુરમજદ* પનામે ઇઅજદાંન અહુરમજદ ખોદાઇ ખાવીંદે રાસત અવઝુની* ગુરજે ખોરહે અવઝાઇઅદ* પાક અસપંદારમદ અમેશાસપંદ બેરેસાદ*

અજ હમા ગુનાહ પતેત પશેમાનુમ* અજ હરવસતીન દુશમત* દુજુખત* દુજુઅરેશત* મેમ પ ગેથી મનીદ* ઉઇમ ગોફત* ઉઇમ કરદ* ઉઇમ જસત* ઉઇમ બુન બુદ ઇસતેદ* અજાં ગુનાહ મનશની* ગવશની* કુનશની* તની રવાંની* ગેથી મીનોઆંની* ઉખે અવાક્ષ પશેમાન પ સે ગવશની પ પતેત હોમ* ક્ષનોથર અહુરહે મજદાઉ* તરોઇદીતે અંઘરહે મેનીઉશ* હેથીઆ વરશતાંમ હીઅદ વસનાં ફરશોતેમેમ સતોમે અશેમ* અશેમ વોહૂ (૩) ફરવરાને માજદીઅસનો જરથુશતરેશ* વીદેવો અહુરહે દકેશો* ( જે ગેહે હોય તે પઢે ) ફરસસતીએચ* સપેંતીઆઉ વંઘોહીઆઉ આરમેતોઇશ* રાતીઆઉ વંઘોહીઆઉ*: વોઉરો દોઇથરી-

આ ુ* મજદદાતીઆ ુ* ક્ષનોથર ઇઅસનાઇ્ચ* વહમાઇ્ચ* ક્ષનોથરાઇ્ચ* ફરસસતીઇ્ચ* ઇઅથા અહુ વેરીઓ જોતા ફરમે મરૂતે* અથા રતુશ અશાદચીદ હચ ફરા અશુઅ વીદુઆ ુ મરો-તુ* સપેંતાંમ વં ઘાહીમ આરમેતીમ ઇઅજમેદે* રાતાંમ વંઘાહીમ વો ુરૂ દોઇથરાંમ મજદદાતાંમ અશોનીમ ઇઅજમેદે* ( એ મુજબ બાજ લેવા પછી નીચલી નીરંગ બાજમાં પઢે )

" માહે અસપંદારમદ, રોજે અસપંદારમદ* રોજે અસપં-દારમદ માહે અસપંદારમદ* અસપંદારમદ માહા અસપંદારમદ રોજ* બસતેમ જેહેર વેશ જફરે હમા ખસફતરાંન* પનાંમે નીરૂઇ તગ ફરેદુન* ઇઆઇરેશ વનનતસતર અહુરમજદ દાદ* ગોઆ-ફરગાંન રવા બાદ* ઇદુન બાદ* અશેમ બેશજ બાદ* જનેમ અવજનેમ ગુનાહ ગુજારશને* કેરદે રવાંને દુશારમરા* (પરગટ પઢે)* ઇઅથા અહુ વેરીઓ (૧) "

( એ ' ઇઅથા અહુ વેરીઓ ' ની શીઓથેનનાંમ પઢતાં છુરીએ કરી રેતી તલે ઉપર કરવી. એ મુજબ સાત વખત નીરંગ પઢવી અને સાત વખત રેતી તલે ઉપર કરવી. પછી બાજમાંજ પઢવું )

અહુરમજદ ખોદાઇ અવજુનીએ મરદુમ* મરદુમ સરદગાંન* હમા સરદગાંન* હમબાઇઅસતે એહાંન* ઉઇમ બેહદીન માજદી-અસનાન* આગાહી આસતુઆની* નેકી રસાનદ* ઇદુન બાદ* ( પરગટ પઢે ) ઇઅથા અહુ વેરીઓ (૨) ઇઅસનેમચ* વહમે-મચ* ઓજસચ જવરેચ* આફરીનામે* સપેંતીઆ ુ વંઘાહીઆ ુ આરમેતોઇશ* રાતીઆ ુ વંઘાહીઆઇ* વો ુરો-દોઇથરીઆ ુ* મજદદાતીઆ ુ અશોનીઆ ુ* અશેમ વોહૂ (૧)

અહમાઇરેશચ*-હજ વરેમ*-જસમે*-કેરદે મુજદ*-અશેમ વોહૂ (૧)

## ઉપાય બીજો

નમુનો નંબર ૩૬ ની તાવીજ પાક 'અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇ હરકોઇ દિવસે પવિત્રાઇથી લખીને કરવાજે ચોહોરે તો 'ઇઅજદાં'ની મેહેરથી તમામ નાપાકી દુર થાય. (જલ્દ શાહીથી લખવુ) (જુઓ નમુનો નંબર ૩૬)

## પોતાના મકાંનથી હરેક પ્રકારની હારે મનદઈ દુર રાખવાના બાબમાં*

પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇને નીચલા કલાંમ હરરોજ પઢવા. યા આતશપર ખુશબો મુકી રોજ બરોજ દિવસનાં શરૂ થતી હરેક ગેહેમાં પઢે તો ખુદાવંદની બખશેશથી અંધારી તોખમનાં દેવો અને હારેમનનું જોર કમી થાય.

'કલાંમ'

ઇઅજદાંન દાદવર દાદાર અહુરમજદ* પનામે ઇઅજદાંન અહુરમજદ ખોદાઇ ખાવીંદે રાસત* અવજુની* ગુરજે ખોરહે અવજાઇઆદ* પાક દાદાર અહુરમજદ અમરગ રઇઓમંદ ખોરહેમંદ* પેતેશતાતે તેમંધામ* પેતેશતાતે તેમશ ચેથરનામ દેવુ અનામ* પેતેશતાતે તાઇ તુનાંમચ* હજેશનામચ* પેતેશતાતે દુઆતુનામચ* પેરેકનામચ* પેતેશતાતે અઝીથીઅજંધ મરેશોને રાસત દાદાર રઇઓમંદ ખોરહેમંદ બેરેસાદ અશેમ વોહુ (૧) (૩ વાર પઢવા)

## ઉપાય બીજો*

પવિત્રાઈથી કુસ્તી પાદીઆબ કરી, બુલંદ 'હફતઅમેશાસ્પંદ'ની બાજ લઇ

અહુનવર દશ પઢને નીચલા કલાંમ રોજ સાત વખત પઢે તો 'પાક દાદાર'ની મેહેરથી ફતેહ પામે.

'કલાંમ'

"પા તનો ફબેશીઅતદ પેરે મજદાુસચ* આરમેતસચ* સપેંતસચ* નમ દેવો દરોક્ષ* નસ દેવો ચેથર* નસ દેવો ફ-કારસચ* નમ દેવો ફરદાફ્તે* અપ દરોક્ષ* નસે અપ દરોક્ષ* દુવારે અપ દરોક્ષ* વીનસે અપ ખેદરે અપ નસીફ્હે* મા મેરેન-ચેનીશ ગેથાુ આસતુફ્તેશ અશાહે નેમસચા ઇઆ આરમેતેશ ઇજાચા* અશેમ વોહૂ (૧) (૭ વખત પઢવા)

## ઊપાય ત્રિજો*

પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇ અહુનવર (૮) અને અશેમ વોહુ (૩) પઢીને નીચલી નીરંગ ત્રણ વખત પઢવી. અને ખુદા પાસે મદદ ચાહાવી કે જેથી દુષ્ટ ઘનામીનો હમેશનો તુટેલો થાય.

'નીરંગ'

"જદ શેકશતે બાદ* અહેરેમન* દેવાન* દરૂજાંન* જાદુ-આન* દરવદાંન* કીકાંન કરફાંન* સાસતારાંન* દુશમનાં ફરી-આંન* જદ શેકશતે બાદ* દેવ દરૂજ પરી સેતોહ બાદ*" (૩ વખત પઢવા)

## ઉપાય ચોથો*

પવિત્રાઇથી કુસ્તી કરી 'હોમ ઇઅજદ'ની યા તો 'બેહેરાંમ ઇઅજદ'ની બાજ લઇ નીચલા કલાંમ સાત વખત પઢવા, જો પુરતી પરહેજગારીથી એ કલાંમ પઢવામાં આવશે તો પાક દાવરની મદદથી તુરત ફાયદો મલશે.

'કલામ'

નેમસેતે અહુરમજ્દ* ક્ષનથાઇ અંઘરહે મેનીઇ્યુશ દરવતો* ક્ષનથાઇ ઇશમહે ખરૂઇ દરોક્ષ* ક્ષનથાઇ માજીનીએનામ દેવનામ* ક્ષનથાઇ વીસપનામ દેવનામ વરનીઅનામચ દરવનતાંમ* ( ૭ વખત પઢવા )

## ઊપાય પાચમો*

પવિત્રાઈથી કુસ્તી પાદીઆબ કરી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇને નીચલા કલાંમ ઘરમાં લોબાંન ધુપાવતાં પઢવા પાક દાદારની મદદથી સર્વ નાપાકી દુર થશે.

'કલાંમ'

" પાતનો દબેશીઅંતદ પેરે મજદાયુસચ* આરમેતસચ સપેંતસચ નસે દેવો દરોક્ષ* નશે દેવો ચેથર* નસે દેત્રો ફરકારસચ* નસે દેવો ફરાદાઇતે* અપ દરોક્ષ* નસે અપ દરોક્ષ દુવારે અપ દરોક્ષ* વીનસેઅપ ખેદરે અપ નસીઇહે* "

## ઊપાય છઠ્ઠો*

પાકી હોશીયારીથી હફ્તં અમેશાસપંદની બાજ લઈને " કુલ બલા દફે શવદ"ની( વનનત ઈઅશતની ) અને ' કુ સેકનમ ' ની ( હોમ ઇઅશતની ) નીરંગ ઘરમાં યા કોઇબી જમીનપર કે જ્યાં નાપાકીનું જોર વધુ છે ત્યાં તે જમીનપર ( ખાતતા લીંબુનો રસ ) છાંટતાં પઢવી, અને પછી જમીનને પાણીથી ધોઇ સાફ કરવી. ત્યાર બાદ ઉપલા કલાંમ ( પાંચમા ઉપાયના ) આતશ પર ખુશબો મુકી તે જગ્યાએ સાત વખત દિવસમાં દર શરૂ થતી ગેહેનાં અમલમાં પઢવા પાક ખુદાવંદની બખશેશથી ફાયદો થાય. મરકી વખતે પણ આ ઉપાય અતી ઉપયોગી છે.

# નીરંગ દરેક ઉપયોગી જાનવરની*

'અઝ્ઝ અને જલ્લ અલ્લાહ ' કે જેને આ તમામ જહાંન પેદા કરી અને આદમ જાતના દરેક સુખ માટે હરેક ચીજો ઉત્પન્ન કરી તેમાં આદમજાતના ખપ માટે ઉપયોગી જાનવર પણ આ ખાકી દુન્યામાં અગત્યતાને માટે હસ્તી ધરાવે છે, અને તેઓ સર્વપર રેહેમી દાદાર' ની છુપી મદદ બેહદ છે, પણ દુષ્ટ ઘનામીનો કે જે હમેશાં ઘટે છે અને રોજ બરોજ યાને દર દીન ઘટનારો છે; તેનેથી કોઇબી ઉપયોગી જાનવરને કંઇબી પ્રકારની હરકત નડે તો પવિત્રાઇથી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇને નમુના નમ્બર ૩૭ની નીરંગ કે જે અનેક દર્દના ઉપાય માટે અકશીર છે તે પાકી હોશીયારીથી બનાવી, ધોઇને પાવી. ઇઅજદાંના હોકમથી ફાયદો મલશે. ( ગોલાબ જળમાં કેશરની શાહી બનાવવી ) (જુઓ નમુનો નંબર ૩૭.)

ઉપર લખેલી નીરંગ પાવા આગમચ તે નીરંગ પીનાર જાનવરને પણ જો નહવાડી તન પાક કરવામાં આવશે તો ઇઅજદાંના હોકમથી જલદી ફાયદો મળશે. એ નીરંગ તે જાનવરને પાવા બાદ તેના તન પરથી " કુલમલા દદે શવદ" ની નીરંગ સાત વખત ( જે આય પુસ્તકમાં તાવની નીરંગમાં આપેલી છે તે) પઢતાં પીંછી કરવી અને " કુ સેકનમ " ની નીરંગ ( એ નીરંગ પણ ઉપલી નીરંગની સાથે આપેલી છે ) સાત વખત પઢતાં આતશપર 'બે.ચ' (બાલ-વાજી) મુકી તેની ધુપ પણ સાથે કરવી. તો સર્વ હરકત, અથવા બલા દફે થશે.

## ઉપાય બીજો*

પવિત્રાઇથી પાદીઆબ કુસ્તી કરી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇને આય કેતાબમાં ફરમાવ્યા મુજબ દોરાના સાત તરાગ લઇને ( આ કેતાબમાં બતાવ્યું છે તે મુજબ ) 'અહુનવર' ૨૧ ) પઢવા, અને દરેક 'અહુનવરની શીએથેનનામ' પઢનાં કુસ્તીની માફક ગાંઠ વાળવા. એમ 'એકવીશ અહુનવર' પઢતાં બેવડા ૨૧ ) ગાંઠ વાળવા. પછી 'કુલ બલા-દફે શવદ'ની નીરંગ ત્રણ વખત પઢવી દરેક વખતે અકેકો ગાંઠ વાળવો, અને 'અરદીબેહેશત ઇઅશતની નીરંગ ત્રણ વખત પઢતાં ત્રણ ગાંઠ વાળવા. ત્યાર બાદ લોબાનની ધુપ તે દોરાને દેતાં પાક દાદારની યાદી કરવી, અને 'કુ સેકનમ'ની નીરંગ પઢતાં તે જાનવરને ધુપ આપી પછી પેલો દોરો કે જે ક્રિયા કરી બનાવ્યો છે, તે દોરો તે જાનવરને બાંધવો. દોરો ગળામાં યા પગે ગમે ત્યાં બાંધે, પણ બાંધતાં 'અહુનવર દશ' પઢવા. ઈઅજદાંના હોકમથી ફાયદો મલે.

એ દોરો પેહેલાં નીરંગ બતાવી છે તે કરવા બાદ તે જાનવરને બાંધે તો વધુ ફાયદો થાય યા તેટલું ન કરવાની મરજી હોય તો અમથો દોરો બનાવી ઉપયોગમાં લીએ.

---

બીજું આ કેતાબમાં જેટલા ઉપાયો જે જે દર્દ બાબે ફરમાવ્યા છે, તે ઉપાયો, જાનવરને જે પ્રકારનું દુઃખ હોય તે બાબે કેતાબમાં ફરમાવ્યા મુજબ ઉપયોગમાં લેવા પણ આય જુદી નીરંગો જે આપી છે તે સાથે કરવાથી તેની અસર ઘણી જલદી થાય છે.

## ઉપાય ત્રિજો*

નમુના નંબર. ૩૮ ની તાવીજ કે જે અનેક દર્દનાં ઉપાય માટે અકસીર છે તે પોતેને પાય યા તો ગળે બાંધે તો હરેક દુઃખ ટળે. ( કેશરની શાહીથી લખવા ) ( જુઓ નમુનો નંબર ૩૮ )

એ ઉપરાંત આગળ બધી નીરંગો અને તાવીજો જે દુઃખ દર્દના ઉપાય માટે બતાવી છે, તે જે દુઃખ તે જાનવરને થયું હોય તે પર દર્દના ઇલાજ તરીકે ઉપ્યોગમાં લેવી. અને સાથે જાનવરની નીરંગ જણાવી છે તે પણ કરવી. બુલંદીનાં ખાવીંદની મદદથી ફતેહ થાય.

## હરેક આસામીએ પોતાનું ધારેલું કામ યા અનેક પ્રકારની ખબર મેલવ્વાના બાબમાં*

બુલંદ બક્ષેશના ખાવીંદ રેહેમી અહુરમજદે કુલ આલમ, અને તમામ પેદાયસો સરજી, બાકી ઇનશાનોને આ ફાંની જહાંનમાં હસ્તી આપી પોતાની ઓહોળી કુદરતની ઘણીક નેક ઇચ્છાઓ તેઓમાં ઉત્પન્ન કરી તેમાં આદમ જાતને આ દુન્યામાં પોતાનું ધાર્યું કામ યા અનેક પ્રકારની નેક ઇચ્છા બાબે પોતે જાણીતું થવું, એ ખાયશ પણ વિષેશ દરજ્જે ભોગવે છે. અને બુલંદ બેહેતર સર્વથી શ્રેષ્ટ પાક માજદીઅસની દીનમાં તે બાબે ભણુતર, ક્રિયા વિગેરે અસલથી ચાલતા આવેલા રિવાજ મુજબ જાહેર છે પણ જો પવિત્રાઇથી તે પર અમલ કરવામાં આવે, તો બેશક કોઇ પણ આસામી પોતાની ધારેલી ઇચ્છા બાબે પાક ખુદાવંદ તરફથી પોતાને લગતી ખબર મેળવી શકે, એક વખત એક આસામી એક સવાલ પુછે તો તેનો જવાબ કદાચ 'ના' મલે અને પછી થોડે વખતે યા થોડે દીવસે પાછું તે બાબે પુછતાં જવાબ 'હા' મલે તો એમ નહિં સમજવું કે એ ક્રિયા ભણુતર વિગેરે ખોટું છે. પણ જે વખતે જે ચીજ બાબે આપણે સવાલ કર્યે તે વખતે તે ચીજ જે હાલતમાં હોય તેવો જવાબ મલે છે. વળી ખુદ ધ્યાનમાં રાખવું જોઇએ કે ક્રિયા કરતી વખતે 'ગેહે' એકજ રાખવી 'ગેહે' બદલાવાનો વખત થવા આવ્યો હોય અને પોતાને વધુ વખત એ ક્રિયા કરતાં થનાર હોય તો 'ગેહે' બદલાયા બાદ ક્રિયા કરવી, અને જે ગેહેમાં બાજ લેવી તેજ ગેહેમાં પાછી મુકવી.

---

અગર હરેક કોઇ આસામી બાનુ યા બચ્ચું કોઇબી પોતાના ધારેલા કામની, યા અનેક પ્રકારનો ખબર મેળવ્વા ઇચ્છે, તો પ્રથમ એ આસામીએ

સરવેરથી તન પાક કરી ( માથાવેરથી નાહીને ) પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી 'અરદીબેહેશત અમેશાસંપદની' બાજ લઈને ખપ જેટલી જમીન સ્વચ્છ પાણીથી પાક કરી ત્યાં 'આતશ'નું પાતરૂં ( આતશ આફ્રગાન્યામાં યા બીજા કોઈ વાસણમાં લઈને ) એલી ઘીની બત્તિ કરવી; પછી નાહાની ભણવાની ચોપડી લઇને 'અરદીબેહેશત ઇઅશત'માં ચાવી ( કુચી ) જેમ કળમાં મુકયે તે મુજબ મુકવી, અને પછી કુસ્તી જેમ આપણે કમ્મર પર બાંધયેચ તે મુજબ તે કેતાબ કે જેમાં ચાવી મુકી છે તેનીપર 'આઠ અહુનવર' પઢતાં લપેટવી. ( કમ્મર પર કુસ્તીના ત્રણ આંટા આવેચ પણ કેતાબ નાહાની તેથી વધુ આંટા આવે તો કસ્સી હરકત નહિં ) અને કુસ્તીના આગલા ગાંઠ વાળયેચ, તે મુજબ નવમા 'ઇઅથા અહુ વેરીઓ'ની 'શીઓથેનનાંમ' પઢતાં ચાવી આગળથી આગલો એક ગાંઠ વાળવો અને દશમા 'ઇઅથા અહુ વેરીઓ'ની 'શીઓથેન-નાંમ' પઢતાં આગલો બીજો ગાંઠ વાળવો અને 'અશેમવોહુ' એક પઢતાં પાછલા બે ગાંઠ કેતાબની પીઠે કુસ્તીનાં લરથી બાંધવા.

"કેતાબપર કુસ્તી બાંધવાની, અને પકડવાની રીત માટે જુઓ નમુનો નંબર ૩૯"

૧. કેતાબ; ૨. ચાવી; ૩. કુસ્તીના આગલા ગાંઠ; ૪. કુસ્તીના પાછલા ગાંઠ; ૫. અને ૬. કેતાબ પકડનાર આસામીના હાથ; ૭. કુસ્તી.

ઉપર જણાવ્યા મુજબ જો ક્રિયા પવિત્રાઇથી કરવામાં આવશે તો 'બુલંદીના ખાવીંદ'ની મદદથી પોતાની ધારેલી નેમ માટે પક્કી ખબર મેળવી શકશે. આગળ જણાવ્યા મુજબ કેતાબપર કુસ્તી બાંધ્યા બાદ બે આસામીઓ કે જેઓએ સરવેરથી તન પાક કર્યું છે તેઓએ કેતાબ ( આય પુસ્તકમાં નમુનો બતાવ્યા મુજબ ) પકડવી અને આતશપર લોબાનની ખુશબો મુકી પોતાની ધારેલી મુરાદના જવાબ બાબે સવાલ પુછવો. કે "પાક અરદીબેહેશત" પાદશાહ કુલ આલમના પેદા કરનાર પેદર રેહેમી અહુરમજદનો પેદા કરેલો હું ખાકી બંદો મારી ( ફલાની એ જગોએ જે મુરાદ ચાહી હોય તે બોલવી ) મુરાદ બાબે સવાલ પુછવા વીનંતી કરૂંચ, ખરોજ જવાબ વળનાર હોય તો આ કેતાબ સવરી ફરે, ખરો જવાબ મળે તો "અરદીબેહેશત અમેશાસપંદનાં ઇઅજશની જશન સાથે દરૂન કરીશ"

પોતે ખુદ પવિત્રાઇ અને પાકી હોશયારીથી પોતાના પેદા કરનાર તરફ યકીન રાખીને ઉપર જણાવ્યા મુજબ ક્રિયા કરી હશે તો તુરત કેતાબ સવરી

(ઘંટીની માફક) પોતાની મેળે ફરશે. અને જો ખાતરી કરવી હોય કે પોતાનો જવાબ ખરો વળે છે કે નહિં તો તેજ સલાલ ત્રણવાર પુછવો જો એકજ જવાબ આવે તો પોતાને ખરો જવાબ મલેલો સમજવો. કેતાબ સવરી નહિં ફરતાં અવરી ફરે તો ખોટો જવાબ જાણવો. પણ તદન ફરેજ નહિં તો તે બાબદ મુકરર નથી એમ સમજવું અને બહુજ ધીરેથી કેતાબ ફરતી હોય તો પોતાનું ધારેલું પાર પડતાં કેટલો વિલંબ છે તે વખત પુછવો. જવાબ મળે તે સઘળો આધાર ક્રિયા કરનારની પાકીજગી, સુઘરાઇ, સફાઈ, અને સવાલ પુછવાની હોશ્યારી પર છે.

મશ્કરી કરનાર અને ધર્મ બાબદો વગોવનાર યા જાહેરમાં ધર્મીક રીત બતાવી બાતેનમાં ધર્મ તરફ ધિકાર રાખનાર, આસામીઓએ એ બાબદથી દુરજ રેહેવું ન તો નાહકનાં પોતાને દુઃખમાં લાવી મેલશે. વળી એટલું પણ જરૂર યાદ રાખવું જોઇએ કે જ્યારેબી એ ક્રિયા કર્યામાં આવે ત્યારે દરેક આસામીએ પોતે ખુદાસેજ ધ્યાંન મેળવ્યું હોય અને ખુદ બંદગીમાંજ રોકાયા હોય તે મુજબ બાજ ધરી બીજાસે બોલવું નહિં, અને કદાચ બોલવું પડે તો બાજમાંજ વાત કરવી. જ્યારે એ ક્રિયા કરવામાં આવે ત્યારે કોઇ પણ અભરછટ આસામી, યા દુરવંદ, માસીક માદગી વાળી યા સુવાવડી બાનુઓ વિગેરેને ત્યાંથી દુર રાખવાં શોરબકોર, ઠોકવું, અફારવું, કંકાસ, દુરાચરણ વિગેરે "જ્યારે ક્રિયા થતી હોય તેટલો વખત નહિંજ થવું જોઇએ."

પોતાની મુરાદ બાબે જવાબ ખરો મળ્યાની ખાતરી થાય તો જે ક્રિયા અને આરાધના 'અરદીબેહેશત અમેશાસપંદ'ને નામે કરવા કહી હોય તે તુરત કરવી.

# "સૂચના"

નીરંગોમાં ક્રિયા કરવા પહેલાં જે બાજ લેવાની ફરમાવી છે તે ક્રિયા કરવા બાદ બાજ પાછી મુકવાનું ફરમાન બુલંદ માજદીઆસની દીનમાં જાહેર છે તે બાબે તમામ જરથોસ્તી પ્રી કાએ જાણીતું થવું ઘણું જરૂરનું છે અને અત્રે જણાવેલું અગત્યનું થઇ પડશે. ક્રિયા કરનાર આસામીએ પોતે પોતાને લગતી કંઈબી ક્રિયા કરવા પહેલાં બાજ લેવી (જે બાબે આ કેતાબમાં સફે ૮૨૬, મે વિગતે જણાવ્યું છે) ને ક્રિયા કરવા બાદ બાજ પાછી મુકવાની છે તે હેઠળ વીગતે દરશાવી છે.

વળી ક્રિયા કરનાર આ ામીએ ધ્યાનમાં રાખવું જોઇએ કે ક્રિયા કરવા પહેલાં જે બાજ લીધી હોય તે ક્રિયા કરવા બાદ બાજ પાછી મુકવાની ફરમાવી છે. તેમાં દર્શાવ્યા મુજબ પાછી મુકવી દાખલા તરીકે, જો બાજ દાદર અહુરમજદની લીધી હોય તો બાજ પાછી મુકવાનીમાં તે દાદાર અહુરમજદની જણાવી છે તેજ પઢવી જો હફ્તત અમશાસ્પંદની લીધી હોય તો હેઠળ જે હફ્તત અમશાસપદની બાજ પાછી મુકવાની ફરમાવી છે તેજ પઢવી. એ મુજબ હરેક બાજ વિષે સમજી લેવું.

# બાજ ક્રિયા કરવા બાદ પાછી મુકવાની

## બાજ દાદાર અહુરમજદની

દાંમીમ ઇઅજ્મેદે* ઇઆંમ આરમેતીમ સપેંનતામ ઇઅજ્મેદે* અહે દાથરહે અશહેચ અશોનામચ* અશહે પોઇરીઅનાંમ દામનાંમ* ફ્રતદ દેમ* વીસપનાંમ મજેશતેમ દજ્દીઆઇ* અહુમચ* રતુમચ* ઇઇમ અહુરેમ મજ્દાંમ* સનથાઇ અંધરહે મેનીઇ્રુશ દરૂઅતો* સનથાઇ ફ્રશમહે ખરૂઇદરોક્ષ* સનથાઇ વીસપનાંમ દેુઅનાંમ* વરેનીઅનાંમચ દરૂઅનાંમ* વરેની અનામચ દરવનતામ* ( બાજમાં પઢે ) શેકસતે ધનામીનો* બર આહરેમન લેઆંનત* સદ હજાર બાર* ( પરગટ પઢે ) ફ્રરદથાઇ અહુરહે મજ્દાુ રેવતો ખરેનંધહતો* ફ્રરદથાઇ અમેશનાંમ સપેતનાંમ* ફ્રરદથાઇ તેશતરીઅહે સતારો રેવતો ખરેનંધહતો* ફ્રરદથાઇ નરશ અશોનો* ફ્રરદથાઇ વીસપનાંમ* સપેંતહે મેનીઇ્રુશ દામનાંમ* અશોનાંમ* અશેમ વોહૂ (૧) અહમારેશચ*—હજંઘરેમ*—જસમે*—કેરફે મુજ્દ*—અશેમ વોહૂ (૧)

# બાજ હપત અમેશાસપંદની*

( બાજમાં પઢે ) અહુરમજદ ખોદાઇ* અવજુની મરદુમ* મરદુમ મરદુમ સરદગાં* હમા સરદગાં* હમબાઇસત બેહાં* ડુઇમ બેહેદીને માજદીઅસનાં* આગાહી આસતુઆંની* નેકીરસાનાંદ* ઇઝદ બાદ* ( પરગટ પઢે ) ઇઅથા અહુ વેરીઓ ( ૨ ) ઇઅસનેમચા* વહમેમચા* ઓજસચા* જઊઅરેસચા* આફરીનાંમે* અહુરહે મજદાઓ રેવતો ખરેનંઘહતો* અમેશનાંમ સપેંતનાંમ* વંઘહુઅ મનંઘહે* આક્ષતોઇશહાંમ વેઅંતીઆઉ* તરદાતો અનીઆઇશ દામાંન* આસનહે ખરથવો મજદદાતહે* ગોશો સરૂતહે ખરથવો મજદદાતહે* અશાહે વહેશતહે સરેશતહે* ઇરીઅમનો ઇશીહે* સુરહે મજદદાતહે* સોક્રીઆઉ વંઘોહીઆઉ* વોઉરે દોઇથરીઆઉ* મજદદાતીઆઉ અશોનીઆઉ ક્ષથરહે વેરીઅહે* આઇઉખસોસતહે* મરેજદકાઇ* થરાઇઓ દરેગુએહે* સપેંતીઆઉ* વંઘોહીઆઉ આરમેતોઇશ* રાતીઆઉ વંઘોહીઆઉ* વોઉરો દોઇથરીઆઉ* મજદદાતીઆઉ* અશોનીઆઉ* હુરૂઅતાતો રથવો* ઇઆઇરીઆઉસચ હુશેતોઇશ* સરેદેબીઓ અશાહે રતોબીઓ* અમેરેતાતો રથવો ફશોનેબીઅ* વાંથવનેબીઅ* અસપનેબીઅ* ઇઅઊઅનેબીઅ* ગોકેરેનહે સુરહે મજદદાતહે*

( જો હાવન ગેહેમાં હોય તો એમ પઢે ) મેથરહે વોઉરો ગોઇઓઇતોઇશ* રાંમનસચ ખાસતરહે* અશેમ વોહૂ (૧)

( રપીથવેન ગેહેમાં એમ પઢે ) અશાહે વહેશતહે આથરસચ અહુરહે મજદાઓ પોથર* અશેમ વોહૂ (૧)

(ઉજીરન ગેહેમાં એમ પઢે) બેરેજતો અહુરહે નફેદરો* અપાંમ અપસચ મજદદાતીઆઉ* અશેમ વોહૂ (૧)

( ફ્રવેશરૂથરેમ ગેહેમાં એમ પઢે ) અશાઉનાંમ ફ્રૂઅસનાંમ* ગેનાં-નામચ વીરોવાથવનાંમ* ઈઆફ્રીઆઉશ્ચ હુશેતોઈશ* અમહેચ હુતાસતહે હુરોદહે* વેરેથરગનહે અહુરદાતહે* વનેનંતીઆઉશ્ચ ઉપરતાતો* અશેમ વોહૂ (૧)

( ઉશહેન ગેહેમાં એમ પઢે ) સરોશહે અશીઅહે* અશુઅતો વેરેથરાજનો* ફ્રરાદદ ગેથહે* રશનોઈશ રજેશતહે* અરશતાતસચ* ફ્રરાદદ ગેથીઆઉ* વરેદદ ગેથીઆઉ* અશેમ વોહૂ (૧) અહમાઈ-રેશચ*-હજંઘરેમ*-જસમે*-કેરફે મુજ્દ* અશેમ વોહૂ (૧)

## બાજ અરદી બેહેશત અમેશાસપંદની

( બાજમાં પઢે ) અહુરમજ્દ ખોદાઈ* અવઝુની* મરદુમ* મરદુમ સરદગાં* હમા સરદગાં* હમ બાઈસત બેહાં* ઉઈમ બેહે-દીને માજ્દીઅસનાં* આગાહી આસતુઆંની* નેકી રસાનાંદ* ઈદનબાદ* ( પરગટ પઢે ) ઇઅથા અહુ વેરીઓ (૨) ઇઅસનેમ-ચ* વહમેમચ* ઓજસચ* જઉઅરેચ* આફ્રીનાંમે* અશહે વહેશતહે સરેશતહે ફ્રીઅમનો ઈશીઈહે* સુરહે મજ્દદાતહે* સોકી-આઉ વંઘોહીઆઉ* વોઉરોદોઈથરીઆઉ* મજ્દદાતીઆઉ અશો-નીઆઉ* અશેમ વોહૂ (૧) અહમાઈરેશચ*-હજંઘરેમ* જસમે*-કેરફે મુજ્દ*-અશેમ વોહૂ (૧)

## બાજ સરોશ અશોની*

( બાજમાં પઢે ) સરોશ અશો* તગીતંન ફ્રરમાંન* શેકફ્રત-

જીન* જીના અવજાર* સાલારે દામાંને અહુરમજ્દ બેરેસાદ* ફદુ-નબાદ* ( પરગટ પઢે ) ઇથા અહુ વેરીઓ (૨) ઈઅસનેમચ* વહમેમચ* ઓજસચ* જવરેચ* આફ્રીનાંમે* સરોશહે અશી-અહે* તખમહે તનુ માંથરહે* દરશી દરોશ આહુઇરીઅહે* અશેમ વોહૂ (૧) અહમાઇરેશચ*—હજંઘરેમ*—જસમે*—કેરફે મુજ્દ*—અશેમ વોહૂ (૧)

## બાજ બેહેરામ ઈઅજદની*

( બાજમાં પઢે ) અહુરમજ્દ ખોદાઇ* અવજુની મરદુમ મર-દુમ સરદગાં* હમા સરદગાં* હમ બાઇસત* બેહાં* ઉઇમબેહેદીને માજ્દીઅસના* આગાહી આસતુઆંની* નેકી રસાંનાદ* ફદુન બાદ ( પરગટ પઢે ) ઇથા અહુ વેરીઓ (૨) ઈઅસનેમચ* વહમેમચ* ઓજસચ જવરેચ આફ્રીનાંમે* વેરેથરગનહે* અહુ-રદાતહે* વનનતી આઉસચ* ઉપરતાતો* અશેમ વોહૂ (૧) અહ-માઇરેસચ*—હજંઘરેમ*—જસમે*—કેરફે મુજ્દ* અશેમ વોહૂ (૧)

## બાજ હોમ ઇઅજદની*

( બાજમાં પઢે ) અહુરમજ્દ ખોદાઇ* અવજુની મરદુમ મરદુમ સરદગાં* હમાસરદગાં* હમ બાઇસત બેહાં* ઉઇમ બેહ-દીને માજ્દીઅસનાં* આગાહી આસતુઆંની* નેકી રસાનાદ* ફદુન બાદ* ( પરગટ પઢ ) ઇથા અહુવેરીઓ (૨) ઈઅસનેમચ* વહમેમચ* ઓજસચ* જવરેચ* આફ્રીનાંમે* હોમહે અશુઅજં-

ઘો* અશેમ વોહૂ (૧) અહમાઈરેશચ—*હજંઘરેમ*—જસમે*—કેરેફે મુજદ*—અશેમ વોહૂ (૧)

" યો યજતે હુઅરે યદ અમેરેમ ૂરવદ અસ્પેમ, પેતેસતાતે તેમંઘહાંમ પેતેસતાતે તેમસ ચેથર દેવનાંમ, પેતેસતાતે તાઇૂનાંમચ હજેસનાંમચ, પેતેશતાતે યાતો નામચ પેરેકનામચ, પેતેશતાતે હેથીઅજંઘો, મરેશોને, યજત અહુરેમ મજદાંમ, યજત અમેશેસપેંને, યજત હોમ ૂરવાનેમ ખશન વઇઅતે વીસપે મેનીઆઈચ યજત ગેથીઆઈચ યો યજતે હુઅરે યદ અમેશેમ રેમ ૂરવદ અસપેમ. "

" ( તરજુમો ) "

" અંધારાની ( અજ્ઞાનપણું ) સામે થવાને. અંધારાની તોખમનાં દેવો, ( અજ્ઞાનપણુ.નાં વિચારોથી ઉત્પન્ન થતી ખરાબી ) ની સામે થવાને, ચોરો તથા લુટારાઓ ( જેઓ મીનોઇ જીંદગીના ફાયદા લુટી લેનાર છે તેઓ ) ની સામે થવાને જાદુગરો અને પરીઓની સામે થવાને જે કોઇ અમ્મર તેજસ્વી ઘોડાવાળા હુરને આરાધે છે તે અહુરમજદને આરાધે છે, અમેશાસપંદોને આરાધે છે, પોતાનાં સ્વાંનને અરાધે છે, જે કોઇ અમ્મર નુરી અસ્પવાળા હુરને આરાધે છે તે તમામ મીનો અને ગેતીનાં યજદોને આરાધે છે.

## નબલા ગૃહથી થતી હરકત દુર કરવા બાબે પાક

### બેહેતર માજદીઅસની દીનના ભણતર*

અગર હરકોઇ આસામી યા બાનું યા બચ્ચું કોઇનેબી નબળા ખુરશેદ (સુરજ) ની ચાલ હોય અને જો કંઈ પણ પ્રકારની હરકત તે આસામીને પુગતી હોય તો ખુરશેદ તથા મેહેરની નીઆએશ તે આસામીએ દરરોજ પઢવી.

અગર નબળા માહા (ચંદ્ર) ની ચાલ હોયને હરકત પુગે તો માહાબોખતારની નીઆએશ તથા ઇઅશાત દરરોજ પઢવી.

નબળા મંગળની ચાલ હોય અને તેથી કંઇ પણ પ્રકારનું નુકશાન પહોંચતું હોય તો બેહેતર માજદીઅસની દીનની રૂએ અરદીબેહેશત અથવા બેહેરામ ઇઅશાત પઢવી. દાદારની રેહેમથી સરવે હરકત દુર થાય.

આસામી કે જેને નબળા બુધ ગૃહની ચાલ હોય તો ખોરદાદ તથા તેશતર તીર ઇઅશાત પઢવી વાજેબ છે.

અગર હરેક કોઇને નબળા બૃહસ્પત ગૃહની ચાલ હોય તો અહુરમજદની ઇઅશાત દરરોજ પઢવી ઇઅજદાંની યારીથી ફાયદો મળે.

શખસ કે જેને નબળા શુક્રની ચાલ હોય તો મોટી હફ્તન અમેશાસપંદ ઇઅશાત તથા તેશતર તીર ઇઅશાત પઢવી જોઇએ.

આસામી કે જેને નબળા શની ગૃહની ચાલ હોયને તેથી જો કંઇ પણ પ્રકારે નુકશાન પુગતું હોય તો આવાં ઇઅશાત તથા મોટી હફ્તન અમેશાસપંદ ઇઅશાત પઢવી શજાવાર છે.

નબળા રાહુ અને કેતુની ચાલપર મોટી હફ્તન અમેશાસપંદ ઇઅશાત પઢવી.

# નેમાજ દાદારે ગેહાંન દામાન*

## જસ મે અવંઘહે મજદ*

### પાક ફરમાને દીને નેક જરથુસ્ત*

### નેક જરથોસ્તી ધર્મ સંબંધી ટુંક નોંધ.

મઝદાઓના મઝદા મહાજ્ઞાની, ગેબી નુરમંદ સાહેબ, મીનોઆંન મીનો અને બુલંદીનાં ખાવીંદ, સાહેબે બીનયાઝ, અનદાતા, નેક ખાલેકે મખલુક, હક-તાલા, કે જે હમેશાં ડાહાપણુનો ભંડાર છે, તે સર્વ શકિતવાને તમામ જેહાંન પેદા કરી, અને આદમ જાતનાં વપરાસ માટે અનેક પેદાયસો સરજી, અચુક કુદરતમાં હરજગે હાજર રહી ગરીમ તવંગર સર્વેને એક સરખી નજરે જોએ છે, વળી દરેક ઇનસાંન તેની બેમુલ પેદાયસોનો છુટે હાથે ઉપ્યોગ કરી શકે અને નાપેકાર ઘનામીનોથી તે દાવરનાં સરજેલા ખાકી બંદાઓને કાંઇબી આજાબ નહિ પોંહાંચે, અને તે ખાવીંદની બેમુલ પેદાયસો ને તે દુષ્ટ દેવોથી નુકશાન નહિં થાય અને તે તમામ ચીજો પવિત્ર તથા હેયાત રહે તેટલા માટે તે હફતે કેશ્વરનાં માલેકે 'ઈઅજદ' **અમેશાસપંદોને** હસ્તી આપી છે, અને **'તેઓ,' 'ઇઅજદો' નામની** તે 'દયાળુ દાતારે'ની અસંખ્ય શકિતઓ છે.

માન તથા ક્રિયાનાં ભેટ કરવા લાયક જે ફરેસ્તા છે તેઓને 'ઇઅજદ **અમેશાસપંદો**'નાં નામથી ઓળખવામાં આવે છે, '**અમેશાસપંદો**' તે '**પાક** દાદાર'ની મુખ્ય શક્તિઓ છે, **અમેશાસપંદો** સર્વમાં શ્રેષ્ટ શક્તિ-વાળા છે. અને 'ઈઅજદો' 'દાદાર'નાં ઉતરતા દરજાનાં ફરેસતા છે. **અમે-શાસપંદોને** મદદ કરનાર ફરેસ્તાઓને હમકાર 'ઇઅજદો'ને નામે ઓળ-ખવામાં આવે છે. 'અમેશાસપદો' તે 'પાક દાદઘર'ની દરગાહમાં હજુરી ફરેસતાઓ તરીકે જણાવ્યામાં આવ્યા છે, માજદીઅસની દીનમાં જાહેર છે કે '**ઇઅજદ-અમેશાસપંદો**' તેતરીસ છે, અને તેઓનાં નામપરથી જરથોસ્તી-ઓના રોજમાહાનાં નામો આપવામાં આવ્યાં છે. જયારે તે દરેક 'ઈઅજદો' નીતીનાંન ગુણ અને દુન્યાની અકેક ઉમદા પેદાયસપર મકરર છે, તેમજ તેઓ

હરેક આદમને જ્ઞાનદવારાએ ગેબી અક્કલ આપનાર છે. મોટા પયગંમબરો અને યોગીરાજોને ખુદાઇ ગેબી ફરમાનો આ 'ઇઅજદો' મારફતે પોંહોંચાડવામાં આવ્યાં હતાં.

બુલંદ બેહેતર પાક જરથોસ્તી દીનનાં ફરમાન અને ફીલસુફી મુજબ, ઇઅઝદી તરીકાએ ચાલનાર અને પોતાના ભલા પેદા કરનારના તમામ ફરમાનને માનની નજરે જોનાર તથા તે કીર્તિવંત કીર્તારની બંદગી મારફતે ખુબી ગાનાર, રાસ્ત અને ધર્મચુસ્ત લોકોને, તે ફાયદેમંદ 'ઈઅજદો' તરફથી બેઉ જેહાંન માટેનો ફાયદો રાહાત, સુખ, અક્કલ, દોલત, વિગેરે મળે છે. તે ખુબીવંત 'ઇઅજદો' પરહેજગાર આસામીઓને પવિત્ર રાહાનાં ફાયદા ગેબી પ્રકારે બક્ષે છે. જ્યારે આ ફાંની દુન્યામાં હસ્તી ધરાવનાર કોઇપણુ આસામી પવિત્ર સાફ દિલનું, અને ખાલેશ અંતઃકરણવાળું હોય છે, ત્યારે તેનાં જીગરમાં 'ઇશ્વરી યા ઇઅઝદી' પાક શકિતનું મુકામ હોય છે; પણ તેથી ઉલટું જ્યારે તેનાં મનમાં અદેખાઇ, હસદ, કીનો કેસો, લોભ, લાલચ, મોહ, મગરૂરી, અહંકાર, ઇત્યાદી પાપી ખ્યાલો વાસો કરે છે. ત્યારે તે આસામી ઇશ્વરી શકિતથી જુદું પડે છે, અને જ્યારે તે પોતાની ગફલતી કરણી બાબે પસતાવો કરે છે, અને ખુદાઈ રાહપર આવે છે. ત્યારે ઇઅજદી શકિતઓ તેઓ સાથે સંબંધ રાખે છે. જેમ તે ઈનસાનોનાં બાબમાં છે તેમજ ઝાડપાન, પાણી, પશુ, પંખી, પક્ષી, આતશ, હવા, વિગેરે બેહદ પેદાયસોમા તેઓની અમર્ત શક્તિઓનો 'સંબંધ' છે.

'સીરોજા ઇઅશત' માં તેતરીસ ફરેસ્તાઓ જણાવ્યા છે, અને એ સિવાય બીજા અનેક ફરેસ્તાઓ છે કે જેઓ નાની મોટી શક્તિ ધરાવે છે.

## "(ત્રીસે રોજનાં નામ*)"

૧. પાક દાદથર દાદાર અહુરમજદ.
૨. બેહેતર બેહેમન અમેશાસપંદ.[1]
૩. અરદીબેહેશત અમેશાસપંદ.
૪. શેહેરેવર અમેશાશપંદ.
૫. અસપંદારમદ અમેશાસપંદ.
૬. ખોરદાદ અમેશાસપંદ.
૭. અમેરદાદ અમેશાસપંદ.
૮. રાસ્રત દેપઆદર દાદાર.
૯. રોશન આદર ઈઅજદ.[2]
૧૦ પાક આવાં અરદુઇસુર.

નોટ. ૧ અમર, અથવા બમર્ગ* ૨ માન આપવા, યાદ અથવા સ્તુતી કરવા લાયક.

૧૧. નુરમંદ ખુરશેદ ઇઅજદ.
૧૨. રોશન માહબોખતાર મોહોર ઇઅજદ
૧૩. નુરમંદ તેશતર તીર ઇઅજદ.[૩]
૧૪. ફ્તેહમંદ ગાવ બોશ ઇઅજદ.
૧૫. રાસત હેપમેહર દાદાર.
૧૬. મેહેર. ફરાગઇઓદ દાવરે રાસત ઇઅજદ.
૧૭. પુર જોરાવર સરોશ ઇઅજદ.
૧૮. રશને રાસ્ત ઇઅજદ.
૧૯. ફરરોખ ફરવરદીન ઇઅજદ.
૨૦. ફતેહમંદ બેહેરાંમ ઇઅજદ.
૨૧. રાંમનોખાશતરકે મીનોરાંમ ઇઅજદ.
૨૨. ગાવ ગોવાદ ઇઅજદ.
૨૩. રાસ્ત દેપ દીન દાદાર,
૨૪. બેહેતર રાસ્ત વદફ્સત દીન ઇઅજદ.
૨૫. બુલંદ મોનો અરશંગ ઇઅજદ.
૨૬. ફતેહમંદ આશતાદ ઇઅજદ.
૨૭. મીનો આસમાંન ઇઅજદ.
૨૮. બોરહેમંદ જમીઆદ ઇઅજદ.
૨૯. મીનો મારેસપંદ.
૩૦ મીનો અનેરાંન.
બીજા ત્રણ ઇઅજદોનાં નામ,
બરજો, હોમ, અને દહમ.

## ( અમેશાસ્પંદો બાબે. )

અસલ કેતાબોથી એવું જણાયલું છે કે 'અમેશાસ્પંદો' એ 'પાક દાદાર અહુરમજદ'ની છ શક્તિનાં નામો છે જે ઝુબાને પેહેલવી અને અવસ્તામાં તેનાં ગુજરાતી સાર' સાહેત નીચે મુજબ છે.

| અવસ્તાંમા. | | પેહેલવીમાં | | ગુજરાતીમાં અર્થ. |
|---|---|---|---|---|
| વોહુમનો. | ... | બેહેમન. | ... | ભલું મન. |
| અશાવહિશ્ત. | ... | અરદીબેહેશત. | ... | પવિત્રાઇ. |
| ખશથ્ર વૈરીઅ. | ... | શેહેરેવર. | ... | બાદશાહી, હકુમત. |
| સ્પેંતઆરમતી. | ... | અસપંદારમદ. | ... | ડાહાપણ. |
| હઉરવતાત. | ... | ખુરદાદ. | ... | સમપુર્ણતા. |
| અમેરેતાત. | ... | અમેરદાદ. | ... | અમર્ગી. |

એ ઉપરથી સમજવું કે ભલી મનશાનીનો ગુણ, પવિત્રાઇ, નીકી, સચ્ચાઇ, મોટાઈ, ડાહાપણ, સુખાકારી, કીર્તી, અને તમામ નેક ખાયશ અને સારા ગુણો મેળવાની જો આપણે ઇચ્છા રાખ્યે તો ખુદાની એ છ શકિત મારફતે તેની આપણે મદદ માંગ્યે છીએ. સાત 'અમેશાસ્પંદો' માં પેહલો દાદાર અહુરમ-

૩ જરથોસ્તી ધર્મ ફરમાન પ્રમાણે મોબેદો એવું જણાવે છે કે તીર રોજને દિવસે બીજા ત્રણ ફરેસ્તાઓ જેવા કે "વનનત અફ્રતરંગ અને શતવેશ" ની આરાધનાં કરવામાં આવે છે. અને એ ત્રણ ઇઅજદો 'નુરમંદ તેશતર તીર' નાં સાથી છે.

જદ પોતે છે પાક ખુદાવદે અમેશાસપંદાને જુદી જુદી શકિત આપીને મીનો (પેલી દુન્યા) અને ગેતી (આ દુન્યા) ની સંભાળને માટે કામો ઠેરવી આપેલાં છે.

---

**'અમેશાસપંદો' અને 'હમકાર ઈઅજદો'**

| | |
|---|---|
| અહુરમજદ— | દેપઆદર, દેપમેહેર, દેપદીન, |
| બેહેમન— | મોહોર, ગોશ, રાંમ. |
| અર્દીબેહેશત— | આદર, સરોશ, બેહેરાંમ. |
| શેહેરેવર— | ખુર, મેહેર, આસમાન, અનેરાંન. |
| અસ્પંદારમદ— | આવાં, દીન, અરશશંગ, મારેસ્પંદ. |
| ખોરદાદ— | તીર, ફરવરદીન, ગોવાદ. |
| અમેરદાદ— | રશ્તે, આસ્તાદ, જમ્યાદ. |

'હમકાર' ઈઅજદો તે અમેશાસપંદો" ના મદદગાર ઇઆને દરેક કાંમમાં મદદના કરનાર ઈઅજદો.

ઇઅજ—અમેશાસપંદોમાં કેટલાકને નારીજાતીનું રૂપ તે મહા જ્ઞાની સાહેબે બક્ષેલું છે.

એરવદ 'એદલજી કેરશાસ્પ આંતીઆ'એ તે ફરેસ્તાઓ નીચે મુજબ જણાવ્યા છે **અસપંદારમદ, આવાં, ગોશ ફરવરદીન, દીન** અને **અરશીશંગ** જ્યારે ડાકટર હોરમજી લીમજીભાઈ બાતલીવાલા' ની ખોરદેહ અવસ્તા બામાઇની કેતાબમા ૨૧૨ ) મે પાને જણાવ્યું છે કે '**અસપદારમદ, અરદુઈસુર, દીન ઈઅજદ, અરશીશંગ, મીનો મારેસપંદ,** અને બેરેજદ ઇઅજદ, એટલા છ ને નારીનું રૂપ બતાવ્યું છે.

## ("બારે માહાનાં નામ.")

| | | |
|---|---|---|
| ૧. ફરશોખ ફરવરદીન. ... | ૫. અમ્મર અમેરદાદ, ... | ૯. રોશન આદર. |
| ૨. નુરમંદ અર્દીબેહેશત. ... | ૬. શેહેરેવર અમેશાસપંદ ... | ૧૦. દએ દાદાર. |
| ૩. પાક ખોરદાદ. ... | ૭. ફતેહમંદ મેહેર. ... | ૧૧. અફઝોનપુર બેહેમન. |
| ૪. તેશતર તીર. ... | ૮. પાક આવાં અરદુઈસુર ... | ૧૨. બુલંદ અસપંદારમદ. |

## ("હમા ઈઅશાતનાં બાર ફરેસતાનાં નામ.")

| | | | | |
|---|---|---|---|---|
| ૧. અહુરમજદ. | ... | ૫. આદર. | ... | ૯. ખોરદાદ. |
| ૨. તેશતર. | ... | ૬. આવાં. | ... | ૧૦. અમેરદાદ. |
| ૩. ખુરશેદ. | ... | ૭. અસપંદારમદ. | ... | ૧૧. સરોશ. |
| ૪. મોહોર. | ... | ૮. ગોવાદ. | ... | ૧૨. ફરવરદીન. |

## ("બારે માહાનાં જશનોની બીનાં")

### માહા ૧ લો ફરરોખ ફરવરદીન.

રોજ ૧ લો દાદાર અહુરમજદ—નવરોજનું જશન (બામદાદનાં વખતમાં).
રોજ ૩ જો અરદી બેહેશત—રપીથવેનનું જશન. રપીથવેન ઇજવાનો દીવસ.
રોજ ૬ થો ખોરદાદ— ખોરદાદ સાલનું જશન[1] (બામદાદમાં).
રોજ ૧૯ મો ફરરોખ ફરવરદીન—ફરવર દેગાનનું જશન[2]

## ("માહા ૨ જો નુરમંદ અરદીબેહેશત અમેશાસપંદ.")

રોજ ૩ જો અરદીબેહેશત—અરદીબેહેશતગાંનનું જશન.

રોજ ૧૧ મો ખોરશેદથી તે રોજ ૧૫ મો દેપમેહેર સુધી દીન પાંચ મદયોજરેમ ગાહંબારનાં જશનો.

## ("માહ ૩ જો ખોરદાદ અમેશાસપંદ.")

રોજ ૬ થો ખોરદાદ—ખોરદાદ ગાંનનું જશન.

---

નોટ. ૧ ખોરદાદ સાલનાં જશન બાબે એવું જણાયલું છે કે એ દીને દિવસ શરૂ થતાંજ બામદાદનાં ખુશ વખતમાં રેહેમી દાદાર સર્વ આસામીને રોજી બક્ષેશ કરે છે. માટે બામદાદનાં ઝઝકલામાં (અસપંદારમદ રોજની રાત પુરી થઇ, ખોરદાદ રોજ સરૂ થતાંજ) હોશબામનાં ખુશ વખતમાં જશન કરવું યા કરાવવું, અને સીરોઝાની (તેતરીસે ફરેસ્તાની) યજશની કરાવવી. તથા બાજઆફરગાંન વ દીદાદ, ખુશી મુજબ કરવું.

૨. એ દીને ફરવરદેગાંનનું જશન કરવું, અને દોખમાં નજદીક સગડી આગળ જઇ બંદગી કરવી. તથા બાજ આફરગાંન કરાવવું.

( "માહા ૪ થો તેશતર તીર" )

રોજ ૧૧ મો ખોરશેદથી તે રોજ ૧૫ મો દેપમેહેર સુધી દીન પાંચ મદ્દયોશમ ગાહંબારનાં જશનો.
રોજ ૧૩ મો તીરે—તીરગાંનનું જશન.

( "માહા ૫ મો અમેરદાદ અમેશાસપંદ" )

રોજ ૭ મો અમેરદાદે—અમેરદાદ ગાંનનું જશન.

( "માહા ૬ થો શેહેરેવર અમેશાસપંદ." )

રોજ ૪ થો શેહેરેવરે—શેહેરેવરગાંનનુ જશન.
રોજ ૨૬ મો આશતાદથી તે રોજ ૩૦ મો અનેરાંન સુધી દીન પાંચ પયતે-શહેમ ગાહંબારનાં જશનો.

( "માહા ૭ મો ફ્તેહમંદ મેહેર ઇઝદ" )

રોજ ૧૬ મો મેહેર—મેહેરગાંનનું જશન.
રોજ ૨૬ મો આશતાદથી રોજ ૩૦ મો અનેરાંન સુધી દીન પાંચ અયાથરેમ ગાહંબારનાં જશનો.

( "માહા ૮ મો પાક આવાં અરદુઇસુર." )

રોજ ૧૦ મો આવાં—આવાંગાંનનું જશન.

( "માહા ૯ મો રોશન આદર ઇઝદ" ).

રોજ ૯ મો આદર—આદરગાંનનું જશન.
રોજ ૧૯ મો ફ્રવરદીન—ફ્રવરદેગાંનનું જશન
રોજ ૨૩ મો આશતાદ—જશને શદેહ[2] (પેહેલાં આતશ પ્રગટ થયો)

---

નોટ. ૧. બુલંદ માજદીઅસની દીનમાં એવું જાહેર છે કે જે કોઇ આસામી ગુજરે અને તેનો દીવસ જો નહિં માલમ પડે તો તેની બાજ આદર મહીનોને ફ્રવરદીન રોજે કરે.

૨. એ જશનની પુરી વિગત માટે જુઓ આય કેતાબને ૮૩ મે સફેની ફુટનોટ.

## ( " માહા ૧૦ મો દએ દાદાર." )

રોજ ૧ લો દાદાર અહુરમજદ—દએગાંનનું જશન પેહેલું.
રોજ ૮ મો દેપ આદર દાદાર—દએગાંનનું જશન બીજું.
રોજ ૧૧ મો ખોરશેદ—પયગંમબર અશો જરથોશતનો દીસો ( ગુજરવાનો દહાડો. )
રોજ ૧૫ મો પ મેહેર દાદાર—દએગાંનું ત્રિજું જશન.
રોજ ૧૬ મો હેરથી તે રોજ ૨૦ મો બેહેરાંમ સુધી દીન પાંચ સુધી મદ્દ્યારેમ ગાહંબારનું જશનો.
રોજ ૨૩ મો દેપ દીન દાદાર—દએગાંનનું ચોથું જશન.

## ( " માહા ૧૧ મો બુલંદ બે મન અમેશાસપંદ " )

રોજ ૨જો બુલંદ બેહેમન અમેશાસપંદ—બેહેમનગાંનનું જશન.

## ( " માહા ૧૨ મો અસપંદારમદ અ શાસપંદ. " )

રોજ ૫ મો અસપંદારમદ—" જશને રોકકએ કજદુમ, " એટલે એ દીને કાગજપર પેહેલવીમાં નીરંગ લખીને દરવાજે ચોહોંટાડે છે.

રોજ ૬ થો ખોરદાદ—અવરદાદ સાલનું જશન.

રોજ ૧૯ મો ફરવરદીન—અશો ફરોહરનું જશન.

રોજ ૨૬ મો આશતાદથી દીન દશ સુધી મુખતારનાં પવિત્ર દિવસો શરૂ.

રોજ ૨૯ મો મીનો મારેસફંદ—મીનો મારેસફંદનું જશન.

ઉપલાં જશનો મધે શેહેરે ઇરાંનમાં આગલા વખતમાં મેહેરગાંન, આવાંગાન, અને આદરગાંન એ ત્રણ જશનો વખણાયલાં છે.

( જાણવું જે અસપંદારમદ માહ તમામ થયા પછી દીન ૫ ) હમસપથેદેમ ગાહંબાર તથા ગાથાનાં છે.

( ઉપર લખેલાં જશનો તથા ગાહંબારોને દહાડે તથા ગુજરેલાં રવાંનોના દીસા તથા મુખતારને ૧૦ ) દાહાડાઓપર વંદીદાદ ઇઅજશને કરાવ્વી તથા દરૂન ઇજાવ્વા, તથા બાજ મીઅજદ આફરમાંન તથા ફરવશી સતુમ ( ખાણાંપર ) પઢવું તથા પઢાવ્વું સજાવાર છે.

બીજું જશન, ' **જશને જમશેદી નોરોજ** ' નું કરવામાં આવતું હતું. ( હાલ પણ એ જશન આપણા લોકમાં ચાલુ છે ) એ જશનને કુદરતી વર્ષ

શરૂ થવાનું તથા વસંત ઋતુનાં શરૂ થવાનાં વખતે કરવામાં આવતુ જશન, એવે નામે ઓળખતા.

એરવદ એદલજી કેરશાસજી આંટીઆ એવું જણાવે છે કે પાદશાહ જમશેદ ગાદીનશીન થયો તે દિવસ ફરવરદીન મહીનોને અહુરમજદ રોજ હતો, તે દિવસે નવું વર્ષ શરૂ કરી એ જશનની શરૂઆત કરી હતી. પણ ઉપલે દિવસે એ જશન નથી પરંતુ તેનું કારણ એ છે કે આપણી હકુમત હતી ત્યાં સુધી આફતાબની ચાલનાં કસરનાં વખતને ગણત્રિમાં લેતા હતા તે ચાલ આપણા ટોલામાંથી પાછલથી નીકલી જવાને લીધે એ ફરક થયો છે. આફતાબી ચાલ યાને સુરજ પોતાનું વરસ દાહાડાનું ફરવું બારે રાશીમાં બરોબર ૩૬૫ દાહાડા, પાંચ કલાક, ૪૮ મીનીટ, ૪૫ સેકંડે પુરૂ કરી રહે છે. અને મેષ રાશીમાંથી નીકલેલો બારે રાશી પુરી કરી પાછો મેષ રાશીમાં આવતાં તેને ઉપર જણાવ્યા મુજબ વખત થાય છે. જેને આફતાબી વરસ કહે છે. પણ આપણા રોજ માહાની ગણત્રિ પ્રમાણે દર માસનાં ત્રિસ રોજ લેખે ૩૬૦ દિવસ થાય છે, અને તેમાં ગાથાનાં પાંચ દિવસો ઉમેરતા ૩૬૫ દિવસોનું વરસ આપણે ઘણાંએક વરસોથી ગણતાં આવ્યાં છીએ. તેથી દર વરસે પાંચ કલાક ૪૮ મીનીટ તથા ૪૫ સેકંડની કસર ગણત્રિમાં નહિં લેવાથી કેટલીક મુદતનો ફેર પડયો છે. પારસીઓની પાદશાહીનાં વખતમાં દર ૧૨૦) વર્ષે કબીસો યાને એક માસ વધુ લેતા, પણ છેલ્લો પાદશાહ યજદેજરદ આરબ લોકોનાં હાથપર માર્યો ગયાબાદ, તેઓ લા–ઈલાજ થયા, અને હિંદુસ્થાન આવ્વા પછીથી એ ચાલ તેઓમાંથી બંધ થયો છે.

## ( "પાંચે ગાથાનાં નામ" )

| | અવસતામાં. | | ગુજરાતી. | | ઇંગ્રેજી. |
|---|---|---|---|---|---|
| ૧ | અહોનુંઅદ. | ... | ભલાં મનની અકકલ. | ... | Wishdom. |
| ૨ | ઉશતુઅદ. | ... | ઉત્તમ સુખ અમ્મરસુખ. | ... | Bliss. |
| ૩ | સપેંતોમદ. | ... | ભલી મીનોઇ. | ... | Spirit. |
| ૪ | વોહુક્ષથર. | ... | ભલી પાદશાહી સત્તા | ... | Power. |
| ૫ | વહેશતોઇશત. | ... | સર્વોતમ મોરાદ. | ... | Divin Will. |

ઉપર જણાવ્યા મુજબ યજદેજરદી માહા ૧૨) મો અસ્પંદારમદ પુરો થવા બાદ બાકીનાં પાંચ દિવસ, પાક ખુદાંદ માજદીઅસની દીનનાં ફરમાનની

રૂએ ગાથાનાં ગણાય છે. ગાથા એટલે વર્ષની આખરે એ આફ્તાબની ચાલની કસરથી વધેલા દિવસો, અને તે દિવસોને પાક અવસ્તામાં ગાથાવાણીને નામે ઓલખાતા કવિતારૂપી જે અવસ્તા છે તે ઉપરથી નામો આપવામાં આવેલાં છે.

( વર્ષનાં છ ગાહંબાર ગણાય છે અને દરેકનાં દિવસ પાંચ છે. છેલ્લા ગાહંબાર તે ગાથાનાં દિવસો છે. એ દિવસોમાં સર્વે જરથોસ્તી અનજુમને મેજ, દરૂન, બાજ, આફ્રરગાંન ઇજાવવું ઘટે છે. એ દિવસોમાં ( મુકતાદનાં દશ દિવસોમાં અસપનદારમદ માહને અરશશંગ રોજથી વહેશતોઇશત ગાથા સુધી ) રવાંનની નેયતે દરૂન કરે છે તે અરદાફરવશનાં કહેવાય છે. હૈયાત આસામીની પોતાની ગુંજાશ હોય યાને પોતાથી બની શકે, તો હમસપથમઇદેમ ગાહંબારનાં ( ગાથાનાં ) પાંચ દિવસોમાં પાક દાદારને નામનાં ખુશાલીનાં દરૂન કરી જશન સાથે આફ્રરગાંન અને પાક દાદારની યા સીરોજાની ઇઅજશની કરે તો ઘણું સવાબ હાંસલ થાય. સર્વ કોઇ એકઠા થઇ એક દિલથી નીઆઇશ કરે તો ૧૦ ) નીઆઇશ કીધા જેટલું સવાબ દરેકને લાગે. તેમજ અનજુમન એકઠી થઈ એક દિલ અને શાંત જીવ અને નેક નૈયતે મેજ, દરૂન, આફ્રરગાંન, જશન, ઇઅજશને, વિગેરે કરે તો, ઘણું સવાબ હાંસલ થાય.

## ( " છ ગાહંબારનાં નામ. " )

| અવસ્તામાં | ગુજરાતી અર્થ | પાક દાદારે એ અરસામાં પેદા કરેલી ચીજો. |
|---|---|---|
| ૧ મઇદયોજરેમ. | ભર વસંત રૂતુનો વખત. | આસમાન. |
| ૨ મઇદયોશેમ. | ભર ઉનાળાનો વખત. | પાણી. |
| ૩ પઇતેશહેમ. | અનાજની વાવણીનો વખત. | જમીન. |
| ૪ અયાથરેમ | અનાજની કાપણીનો વખત. | ઝાડપાન. |
| ૫ મઇદગારેમ. | વરસાદનો તથા ધંધા રોજગારથી ફુરસુદનો વખત. | જાનવરો. |
| ૬ હમસપથમઇદેમ.... | વર્ષને પુરૂ થવાનો તથા રાત દાહાડો સરખો થવાનો વખત. | માણસો. |

' ગાહંબાર ' બોલનો અર્થ ' બંદગી ' થાય છે. દરેક જણે પોતાની બનતી કોશેષથી ગાહંબારમાં સામેલ થવું જોઇએ, કેમકે રેહેમી દાદારે તે વખતે

જે વસ્તુઓ માણુસ જાત માટે પેદા કરી છે, તે વિષે તેનો આભાર માનવા સારૂ દરેક જરથોસ્તીઓએ સામેલ થવાની ફરજ છે, અને તેમ નહિં કરવાથી તેઓ નીમકહરામ થાય છે.

## ( 'દિવસની પાંચે ગેહ.' )

| ગેહેનાં નામ | દરેક ગેહે સરૂ થવાનો વખત | દરેક ગેહેનાં હમકાર ઇઅજદો |
|---|---|---|
| ૧ હાવન. ... | સવારે સુરજની રોશની પડવા પછીથી બપોરે બાર વાગા સુધી. | ... સાવંઘહી, વિસ્પ |
| ૨. રપીથવેન. ... | બારથી ત્રણ વાગા સુધી. | ...ફ્રાદતફ્રુ, જન્તુંમ. |
| ૩. ઉજીરન....ત્રણથી | સુરજ અસ્ત પામે ત્યાં સુધી | ફ્રાદતવીર, દખ્યુમ. |
| ૪. ઐવેસરૂથરેમ.... | તારા દેખાય ત્યારથી રાત્રે બાર ... વાગા સુધી. | ...ફ્રાદત, વીસપાંમ. |
| ૫ ઉશહેન. ... | રાતનાં બાર વાગેથી દિવસ ઉગે... ત્યાં સુધી. | ... બેરેજ્ય, નમાન્ય, |

'ગેહે' એટલે 'ભાગ' પાક માજદીઅસની દીનમાં દિવસના પાંચ ભાગ ઠેરવેલા છે જે ઉપર જણાવ્યા મુજબ છે.

**હાવન**—એ ગેહે સુર્ય ઉપર આવી પોહોંચવાનો વખત છે. સાવંઘહી ફરેસ્તો ગોસ્ફંદોનું રક્ષણ કરે છે. વિસ્પ એ મોહોલ્લાનો ફરેસ્તો છે.

**રપીથવેન**—એટલે ગરમી, ફ્રાદતફ્રુ ગોસ્ફંદોપર મેહેરબાની રાખે છે, અને તેમને આબાદ કરે છે; જન્તુંમ એ ગાંમનો ફરેસ્તો છે.

**ઉજીરન**—એ સુર્ય અસ્ત પાંમતી વખતનાં ઝઝકલાંના વખતની છે, ફ્રાદતવીર માણસોને આબાદી આપે છે દખ્યુમ એ દેશનો ફરેસ્તો છે.

**અઐવેસરૂથરેમ**—મધરાતે આખર થતી ગેહે તેનાં નામનો અર્થ બંદગી કરવાનો અને કિર્તન ગાવાનો વખત દેખાડે છે.

**ઉશહેન**—એ ગેહે સુર્યને મધરાતે ઉપર ચઢવા માંડવાનો વખત છે. બેરેજ્ય એ પાકની મોહોસમો ઉપર મકકવલ ફરેસ્તો છે. નમાન્ય એ ઘરનો ફરેસ્તો છે.

વાંચનાર જોશે કે દરેક ગેહની સાથે બે ફરેસ્તા આવે છે તેઓ પોતાને લગતી જણસોને આબાદી આપે છે. એક જમીનને લગતા વિભાગોપર અને બીજો જીવદારોપર સદોરી ભોગવે છે.

## ( વર્ષની ત્રણ રૂતુઓ. )

સ્યાળો. ઉનાલો, અને ચોમાસુ એ ત્રણ રૂતુઓ આખર હજાર પછી થનાર ત્રણ પયગંમબરોં ( હોશેદર, હોશેદરમાહા અને સોસીઉસ ) ની નીસાની છે.

## 'એકવીસ નુસ્કોનાં નામ અને તેમાં સમાયલી બાબદ.'

| અવસતામાં. | | પેહેલવીમાં. | વર્ગ. |
|---|---|---|---|
| (૧) યથા. | ... | સતુદગર. ... | ગાથીક. |
| (૨) અહુ. | ... | વહિશતમાંસર. ... | ” |
| (૩) વેરીઓ. | ... | બઘ. | ” |
| (૪) અથા. | ... | દામદાદ ( હૂજ દેહ હમાસત ) | હધમાથ્રીક |
| (૫) રતુશ. | ... | નાદુર. | ” |
| (૬) અશાત | ... | પાજેહ. અથવા પાજમ | ” |
| (૭) ચીત | ... | રતોશતાઈ. ... | ” |
| (૮) હચા. | ... | બરશ. ... | ” |
| (૯) વંઘહેુશ, | ... | કશસરૂબ. ... | ” |
| (૧૦) દજદા. | ... | વીશતાસ્પશાહ અથવા વીસ્તાસ્પ | ” |
| (૧૧) મનંઘહો. | ... | ખેશત. ... | ગાથીક. |
| (૧૨) શીઓથેનનાંમ. | ... | ચિત્રદાદ. અથવા જેરસ્ત | દાતીક |
| (૧૩) અંઘહેુશ. | ... | સફંન્દ. ... | ગાથીક. |
| (૧૪) મજદાઈ. | ... | બાધાંન યસ્ત. ... | દાતીક. |
| (૧૫) ખશેથ્રેમચા. | ... | નિયરામ ... | દાતીક. |
| (૧૬) અહુરાઈ. | ... | ગન્બાસરવીચત. અથવા હૂાસુબ | ” |
| (૧૭) આ. | ... | અસપારમ. ... | ” |
| (૧૮) યમ. | ... | અસકારમ, ... | ” |
| (૧૯) દરેગુબ્યો. | ... | જુદદેવદાદ. | ” |
| (૨૦) દદદ. | ... | હાદોખત. ... | ગાથીક. |
| (૨૧) વાસ્તારેમ. | ... | સતુદયસ્ત. ... | ” |

પાવત્ર ડલામ અહુનવરનાં પાક નામથી આ એકવીશ નુસ્કોનાં નામો લાલુકો રાખતાં હતાં: ઉપર જણાવ્યા મુજબ એકવીશ નુસ્કનાં ત્રણ વર્ગ કર્યો હતા.

જાણવું જે, ઉપર જણાવેલાં ૨૧ નુસ્કો અવસ્તા ભાષામાં લખાએલાં હતાં અને તેમાં ધર્મનાં તમામ ભણુતરો તથા દીનના સઘળાં ફરમાનો તથા કાનુનો ઉપ-રાંત, આએ દુનિયાં, મીનોઈ જેહાન, બેહેસ્ત, દોજખ, ઇનસાફ, નીતિ, ફીલ-સુફી, તેબાબત, તથા બધી જાતની વિધ્યા હુનરને લગતી બાબદો આવેલી હતી.

૧ ગાથીક; ૨ દાતીક; અને ૩ હધમાથ્રીક.

**ગાથીક** વર્ગના નુસ્કોમાં મીનોઇ ગ્નાન, ફરજો. અને નેકીનાં કામો સમાવ્વામાં આવ્યાં હતાં.

**દાતીક** નુસ્કોમાં આ દુન્યાને લગતા કાયદા કાનુનો વિગેરે સમાવ્વામાં આવ્યા હતા.

**હધમાથ્રીક** નુસ્કોમાં મીનો ગેતી વચ્ચેનો સંબંધ જણાવ્વામાં આવ્યો હતો પેહેલવી, **'દીની—વજર કર્દ'** ઉપરથી એકવીસ નુસ્કોમાં સમાયલી બાબદોની ટુંક નોંધ મળી છે. જે ટીપ નીચે મુજબ છે.

**'યથા અથવા સતુદગર'**—સતુદગર ( ફાયદો દેનાર ) માં ૨૨) પ્રકરણો હતાં. એ નુસ્કમાં બંદગી કરવાની નેકીને રાહે અમલ કરવાની, સારાં કામો કરવાની ખુદાપર ચિત્ત રાખવાની અને સગાંઓમાં સુલેહ સંપ જાલવ્વા, વધાર-વાની બાબદો વિષે બ્યાંન હતું.

**'અહુ અથવા વીહેસ્તમાંસર'**—આ નુસ્કમાં ૨૨) પ્રકરણો હતાં, અને તેમાં માજદીઅસની ધર્મપર વિશ્વાસ રાખી તેપર શામાટે ધ્યાંન આપવું જોઇએ તે બાબે, ધર્મી થવા વિષે, જરથુસ્તની દોઆ અને વખાણુનો ઉપ્યોગ કરવા બાબે, તેમજ જરથુસ્ત આગમચ થઇ ગયલા સઘલા સારા બનાવો અને જરથુસ્તની પછી નવી દુન્યા હસ્તીમાં આવે ત્યાં સુધીમાં બનનારા બનાવોનું વર્ણન કરેલું હતું.

**'વેરીઓ અથવા બઘ'**—એમાં ૨૧) પ્રકરણો હતાં. એમાં માજદીઅ-સની ધર્મની સમજ તથા અહુરમજદે માણસ જાતને શીખવેલા વિચારોનું વર્ણન કરેલું હતું તથા તે ઉપરાંત માન આપવા બાબે, ન્યાય કરવા, તથા ન્યાયધીસે પોતાની ફરજ બરોબર કેની પ્રકારે બજાવ્વી, અને ખોટા વિચારો દુર કરી સારા વિચારો સંપાદન કરવા બાબે વર્ણન હતું.

'**અથા અથવા દામ્દાદ**' આ નુસ્ક હવાજદેહ હોમાસતને નામે રેવાયતમાં ઓળખાયલું છે, એનાં ૩૨) પ્રકરણો હતાં. બેહેસ્ત અને ત્યાંનાં વસનારાઓ, સારૂં તથા માઠું, ઇનશાનોની હસ્તી, આસમાન અને જમીન, પાણીમાં ઉત્પન્ન થતી સઘલી જણુસો, આતશ વનસપતી ભાજીપાલો, માણુસો અને પશુઓ, પક્ષી, સાંપ વિગેરેની સમજ, ઉપરાંત દરેક આસામી પોતાનાં ગુજરવા બાદ પોતાની કેરદાર બાબે જવાબ આપવા વિષે, ચિતવત પુલ આગળ થતો ઈનસાફ, નેકીનો બદલો ઇનામ, પાપીઓને સજા વિગેરે વર્ણન આવેલું હતું.

'**રતુશ અથવા નાદુર**'—એ નુસ્કમાં ૩૫) પ્રકરણો હતાં તેમાં તારા, ગ્રહો, તેમની સારી નરસી અસર, ચાંદરાત, પુનેમ, વિગેરે વર્ણન કરેલું હતું. ( આ નુસ્કનો ફારસી અને અરબ્બી ભાષામાં તરજુમો કરેલો છે. ફારસીમાં ' કપામજાન ' અને અરબ્બીમાં બુતાલને નામે તે ઓળખાય છે. )

'**અશાત અથવા પાજેહ**'—એમાં જુદાં જુદાં ૨૨) પ્રકરણો હતાં ગાહંબારની ક્રિયા, દસ્તુરો, મોબેદો, હેરબદો, તેમજ સારૂં કામ કરવાથી પાછળ ન હઠે એવા શખ્સોને કેવી બક્ષેસો કરવી જોઇએ, જે કોઇ આસામી ગાહંબારની ક્રિયા કરી કોઈ ગુજરેલાને નામનો સ્યાવ ઈંજાવે તે શખ્સનું મરતી વેળાએ તથા બેહેશ્તમાં શું થાય છે, ને કેવાં ઈનામ, માનને પાત્ર છે, પરહેજગાર ગુજરેલાં સગાંઓ માટે પોશાકનું દાન, અને તેઓ માટે બંદગી તથા ફરવરદેગાંનનાં દશ દિવસોપર સારાં નરસાં કામો કરવાની ફરજ, વેદાંને લગતો ભાજીપાલો કયારે એકઠો કરવો, આત્માને લગતાં તરેહવાર પાપોની તોજેશ કરવાની જરૂર, તોજેશ કરવાથી થતો ફાયદો, અને નહિં કરવાથી થતી હરકત, મીનો અને ગેતીની સંભાળ રાખનાર મુખ્ય ૩૩) યજદો ભલાં કામોનો ચમત્કાર વિગેરે બાબદો હતી.

'**ચીત અથવા રતોશતાઇ**'—એમાં ૫૦) પ્રકરણો હતાં. નોકરી કેવી રીતે બજાવ્વી, વડીલ તથા ઉપરીનો સખુન કેમ બજાવ્વો, અને નોકર તથા હાથ હેઠલનાંઓને હુકમ કેમ કરવો, ધર્મગુરૂ, ન્યાયધીસ, અને પોતાનાં રાજકર્તાને તાબે થવા વિષે, શેહેર, અથવા દેશ, તથા તમામ પેદાયસોનો બચાવ કરવા બાબે, અહુરમજદની પેદા કરેલી કઈ જણુસો અને અહેરેમનની પેદા કરેલી કઈ જણુસો, જમીન, પહાડ, દર્યાવ વિગેરેનું વર્ણન એ કેતાબામા હતું.

**'હચા અથવા બરશ'**—એમાં ૬૦) પ્રકરણો હતાં તેમાં રાજાઓએ હકુમત કેમ ચલાવ્વી ધર્મગુરૂઓએ ધર્મ ફરમાનો કેમ આપવાં, તેમજ આ જેહાંનની સંભાળ લેવા બાબે, દરેક નવું વસાવ્વા, આબાદ રાખવા અને જુઠ્ઠાં બદ પાપી માણુસો કેવી પ્રકારનાં હોય છે તે બાબે વર્ણુન હતું.

**'વંઘહેુશ અથવા કેશસરૂબ'**—એ કેતાબમાં ૬૦) બાબ હતા તેમાં ડહાપણુ અને જ્ઞાન બાબે, છોકરાં પેદા થવાના કારણુ. ડહાપણુવાળા કેમ થવું ચોખ્ખાઈ પવિત્રાઇ કેમ રાખવી સાચ્ચું બોલવું માણુસોને ખરાબ રસ્તેથી સારે રસ્તે લાવ્વું વિગેરે બ્યાન કરેલું હતું.

**'હજદ અથવા વિસ્તાસ્પશાહ'**—એ કેતાબમાં શાહ ગુશ્તાસ્પનાં રાજ્યનો અહેવાલ સમાવેલો હતો, વળી સપેંતમાન સાહેબ જરથુશ્ત આપણો ધર્મ અહુરમજદની દરઘાહથી લાવ્યા હતા, તથા શાહગુસ્તાસ્પે તે કબુલ રાખી દુન્યામાં જાહેર કર્યો. વિગેરે બાબદો હતી.

**'મનંઘો અથવા એશત'**—એ નુસ્કનાં પેહલા ભાગમાં અહુરમજદની જુદી જુદી સેફ્તોની સમજ તેમજ ધર્મમાં જે સારાં કામો કરવાની આપણા-પર ફરજ છે તે ખુલાસો હતો. બીજા ભાગમાં ધર્મની સચ્ચાઇ, બદીથી પર-હેજ રેહેવું વિગેરે બાબદોની હતી ત્રિજામાં કરજદાર માણુસો વિષે તથા દોજ-ખમાંથી સેવટનો છુટકો મેળવ્વા બા ની બાબદો સમાયલી હતી. ચોથામાં પૃથ્વિ કેમ પેદા થઇ, ખેતી કરવા મેવો ઝાડપાન વિગેરે ઉગાડવા, ઢોરો અને માણુસોનું બળ, તથા નેક રાહે ચાલનારાઓ અને દસ્તુરો વિગેરેને તાબે થવું તે વર્ણુન કરેલું હતું. અને પાંચમાં ભાગમાં ઈનશાનોની જુદી જુદી પદવીઓ જણાવેલી હતી.

**'શીઓથેનનામ** અથવા **ચિત્રદાદ** અથવા **જેરસ્ત'**—એમાં માણુસ જાતનાં જન્મથી મરણુ સુધી નાની મોટી પંકિતપર તે કેમ આવેચ તથા સુવા-વડને લગની બીનાં સમાયલી હતી.

**'અંઘહેુશ અથવા સદ્ંન્દ'**—એ કેતાબ મધે પયઘંમબર સાહેબ અશો જરસ્થોસ્તનો અહેવાલ હતો.

**'મજદાઇ અથવા બઘાંન યશ્ત'**—એમાં પાક અહુરમજદ વિષે તથા જુદો જુદો વખત ક્યારે થાય છે, અહુરમજદથી ફાયદા હાંસેલ કરવા માટે તેની ગેહોમાં બંદગી કરવી, તથા દરેક અમેશાસપંદ કેવા દેખાવનો છે તે બાબે બ્યાંન હતું.

**'ખશેથ્રેમચા** અથવા **નિયારમ'**—એમાં પૃથ્વિપર કઇ કઇ જણસો નિર્દોષ છે. દોજખમાં છુટકો કેમ મેળવ્વો, સારે માર્ગે કેમ ચાલવું, માણસનાં શરીર અને મગજમાં શું શું ચીજો છે, દોલત કેમ એકઠી કરવી તથા સંભાળવી વિગેરે ખોલાસો હતો.

**'અહુરાર** અથવા **ગન્બાસરવીચત** અથવા **દ્રાસ્રૂબ'**—એમાં ખેત્યો દશ્વનું વર્ણન, સંસારી કાયદો, ગોસ્પંદોની જાળવણી, તેમની ચોકી કરનાર કુતરા, ગોસ્પંદો બચ્ચાં જણે તે વખ્તે તેમને મદદ કરવા અને તેમને ખોરાક નહિં આપે તો તેઓ મરણ પામે તે ગુનાહ વિગેરેનું બયાંન હતું.

**'આ અથવા અસપારમ'**—પાપીઓનાં કર્મનાં બદલા તથા આદમી જાતની કેરદારપર સરદારી ભોગવતા ગૃહો, ઇત્યાદીનો આ નુસ્કમાં ખુલાસો હતો.

**'યમ** અથવા **અસકારમ'**—સારાં માણસોનું પાછું જીવતાં થવું, દરેક બાબદમાં ડહાપણથી બોલવું, યા ડહાપણ વાપરવું, હુકમ કરવા બાબે, અને અહેરેમન તથા દેવોની પેદાયસોનો નાસ થવા બાબેનું વર્ણન હતું.

**' રેગુબ્યો અથવા જુદ-દેવ-દાદ-'** આ નુસ્ક જે હાલ આપણામાં વંદીદાદને નામે વપરાય છે તે હાલ સમપુર્ણ રહ્યું છે. એની પહેલી બે ફર્ગરદોમાં જેહાનની શરૂઆતની બીના આપેલી છે, અને બાકીનો ભાગ મુખ્ય કરીને સફાઇ, સુઘડાઇ, અને કાયદાઓથી ભરપુર છે.

**' દદદ અથવા હાદોખત'**-પર સ્વાર્થી થવું, પરમાર્થ અને આભાર કરવાની કીંમતી નશીહત એમાં કરેલી હતી.

**' વાસ્તારેમ અથવા સતુદ યશ્ત '**—એ મધે રહેમી દાદાર અને અમ્મર અમેશાસપંદોની તારીફ કરેલી હતી. અમેશાસપંદોની મદદ મેળવ્વા જે ઘણી ખાયશ રાખે તેને આ નુસ્ક પઢવાની અગત્ય જણાવેલી હતી.

હાલમાં આપણા ધર્મમાં એ નુસ્કો માહેલાં અવસ્તા ભાષામાં બાકી રહેલા મોજુદ સફાઓ છે જે નીચે મુજબ છે.

**૧. યજશને. ૨. વંદીદાદ. ૩. વીસ્પરદ** એ ત્રણે કેતાબો હાલ **' વંદીદાદ સાદે '** ને નામે બી ઓલખાય છે.

**૪. વીસ્તાસ્પ** નુસ્ક એની ત્રણ આઠ ફર્ગરદ સલામત છે.

**૫. હાદોખત નુસ્ક**—એની ત્રણ ફર્ગરદો સલામત છે.

**૬. દામદાદ નુસ્કની**-ત્રણ ફર્ગરદો સલામત છે.

**૭. ખોરદેહ અવસ્તા અને યશતો.**

## ( 'શુદરેહ' )

બુલંદ બેહેતર માજદીઅસની દીનની નીસાની **શુદરેહ** અને **કુશ્તી** છે કે જેથી આપણે જરથોસ્તી તરીકે ઓળખાઈએ છેએ.

શુદરેહ શબ્દનો અર્થ એકથી અનેક થાય છે (૧) ફાયદા ભરેલી તથા સુધરેલી રાહા; (૨) જશનને લગતો માર્ગ; (૩) ખુશીનો મરતબો; (૪) મોટાઇની રસમ, શુદરેહ શબ્દ ફારસી ભાષામાંથી નીકળેલો છે. ફારસીમાં '**શુદ+રાહ**' '**ખરો+માર્ગ**' ઉપરથી શુદરેહ શબ્દ થયો છે. શુદરેહનો અર્થ ફાયદા ભરેલી અને સારો માર્ગ દેખાડનારી દીનને લગતું કપડું એવો થાય છે કે જેનાં દરેક '**કટકે**' ને '**સાંધે**' સમાયલી ભેદી નશીઅતો પ્રમાણે ચાલનારાઓને ઉમદા ફાયદા છે.

'**શુદરેહ**' શબ્દને જંદમાં '**વસતર**' પેહેલવીમાં '**વાસ્તેસ્વીક**' તથા '**શેવે**, પાજંદ તથા ડરી ભાષામાં '***શીવ કુશ્તી***' (કુસ્તી નીચેનું પેહેરણ) તથા ફારસીમાં **નીમક**, ***શીલ***, તથા પેહેરણ કહે છે.

આગલી કેતાબોથી એવું જણાયલું છે જે શુદરેહ ફકત સુફેદ કપડાંનોજ હોવો જોઇએ, કારણ સુફેદ પોશાક પવિત્રાઇ, અશોઇ સફાઈ તથા તનદરોસ્તી જાળવનારી નીશાની છે. જેમ સુફેદ કપડાંપરનો ડાગ જણાઇ આવે છે તેમ શુદરેહ પહેરનારની 'કેરદાર' એવી પ્રકારની હોવી જોઈએ કે એક પણ ખોટો વીચાર આવતાં તે માલમ પડી આવે તેથી આપણાં ધર્મનું ફરમાન બુલંદ બેહેતર જરથોશ્તી દીન કબુલ રાખનારે સુફેદ પોશાક પહેરવાનું છે.

શુદરેહ ઉપર ગીરેબાંનની નીસાની મુકેલી છે તેને **કીસ–એ–કેરફે** ( સવાબની કોઠલી ) અને પાજંદ તથા પેહેલવીમાં '**ગેરેબાન**' કહે છે એનો અર્થ '**ઇમાન**' અથવા '**અએતેકાદ** એવો થાય છે. તે ઉપરથી એ શુદરેહ પહેરનારને **સાહેબે અએતેકાદ** કહેલો છે.

'**શુદરેહના આગલના પડદા**, બાબે એવું કેવાએ છે કે જે મીશાલે એ શુદરેહનો ભાગ આગળ છે અને આપણું બાકી તન તે પાછલ, તે માફક આપણા જે નીઆગાનો આગળ અશોઇ પાળી ઉંચે દરજ્જે પોંહોંચી ગયા છે અને આપણે ( તેઓની ઓલાદ ) પાછળ છેએ, પણ તેઓને પગલે ચાલવાને બંધાયલા છેએ.

"**શુદરેહનો પાછળનો પડદો**" એ બાબે એવું જણાયલું છે, કે 'જે

પ્રમાણે એ ભાગ આપણી ' પીઠ પાછળ છે અને આપણું તન તેની આગળ છે. તે મુજબ આ બાકી જહાંનનાં દરમીઆંનમાં કેટલાક એવા પણ આસામીઓ હશે કે જેઓ આપણાં કરતાં ઉતરતી અને કમીની હાલતમાં હશે. તો તેઓ તરફ આપણે સખી દીલગુરદો, રેહેમ નજર, રાખવી જોઇએ, અને ઉદારતાનો હાથ લંબાવવો જોઇએ એવુંજ ફરમાન આપણા ' વંદીદાદ ' ની ચોથી ફર્ગરદનાં ૪૪ અને ૪૫ માં ફકરામાં મળે છે.

' **શુદરેહની જમણી** બાંય તે અસોઇનો (જમણો) તરીકો બતાવે છે ' ડાબો માર્ગ ' કે જે ઉલટો અને જાદુઇનો છે તે હમેશાં અશોઇની સામો ( વીરૂધ્ધ ) છે.

**શુ રેહની ડાબી બાંય**-જેમ જમણી બાંય એક આસામી પહેર તો પછી ડાબી સારીઆ વગેરે ચાલે નહીં પણ તેથી એવું નહિં વમાસવું કે ડાબા માર્ગ ( જાદુઇ ) તરફ પણ આપણે ધ્યાન લગાડવું જોઇએ, અશોઇનાં તરીકાપર ચાલનાર આસામી પોતાનાં સુખને ભોગે સામાનું ભલું કરે છે. પણ ઇનસાન માત્રને આ દુન્યામાં તેની ટુંક મુસાફરી ( હૈયાતી ) નાં દરમીઆનમાં કરવાનું તે એજ કે નેકીને રા ચાલી ભલાઇનો દરો જીતવો.

' **બાંય ટુંકી છે** ' તે આપણી જીંદગી આ દુન્યામાં ટુંકી છે એવું બતાવે છે, તો ઇનશાન માત્ર એ પારકાની સત્તા છીનવ્વા બાબે યત્ન કરવો મીથ્યા છે.

' **શુદરેહની તીરી** '-શુદરેહની જમની બાજુએ દામનની આગળથી સાંધો વચ્ચે રાખી બન્ને બાજુએથી ત્રિકોણ આકારમાં ભરેલી હોય છે તે પાક અહુરમજદનાં ત્રણ પ્રકાર, જ્ઞાન, સુખ, અને અમર્ગી બતાવે છે.

## ( ' કુશ્તી ' )

ફારસી ઝુબાનમાં '**કુશ્તી**' અવસતામાં '**અએવી અંઘન**' અને પેહેલવીમાં ' **કુશ્તીક** ' કહે છે.

' **કુશ્તી શબ્દનો અર્થ** ' એવો. થાય છે કે ખુદાવંદની બંદગી અને દીનની ફરમાબરદારીનો કમ્મરબંધ. રેહેમી દાદારને યાદ કરનાર આસામી પોતાની કમ્મર તેથી બાંધી રાખે છે.

'**સદદરે નજમ**' નામની કેતાબથી એવું જણાયલું છે કે જેમ કોઈ આસામી કંઇ કામ કરવા સારૂ તત્પર રહે છે, તેમ એક ભલો જરથોસ્તી કમ્મર કુશ્તીનો કમ્મરબંધ બાંધી યજદાંની આરાધના કરવા તૈયાર થઇ કમ્મર બાંધી રાખે છે. જે દીનથી કમ્મરપર કુશ્તી રાખવામાં આવે છે, તે દીનથી દરેક જરથોસ્તી યજદાંની રાહપર ચાલવાને કમ્મર બાંધી તૈયાર છે. જથોસ્તી ફરમાન, અને બુલંદ દીનને ખાતર ગોયા તન, મન, અને ધન, અને આત્મા વટીક ફીદા કરવાને તૈયાર છે.

'**કુશ્તી રૂનીજ**' હોવી જોઈએ, અને તે સુફેદ રૂની બનાવ્વાનું ફરમાન છે, એ સીવાયે બીજી ચાલી શકે નહિં.

'**કુશ્તી આથોરનાનોને હાથેજ** વણાયલી હોવી જોઇએ, એવું એરવદો જણાવે છે. કેમકે તેથી તેમનાં પવિત્ર મેગનેટીઝમની અસર તેમાં આ.મીજ થાય.

'**કેટલા તારની કુશ્તી બનેલી** છે. કુશ્તીના તાર બોતેર છે પહેલે રૂ હાથથી કાંતીને તે રૂને બેવડું કરી વળ દેવામાં આવે છે અને પછી કુશ્તી વણાય છે, વળ દેવાનો ભરમ એ છે કે તે 'વળ' ની માફક મીનો અને ગેતી બન્ને દુન્યા સંબંધ ધરાવે છે. (યોગ વિદ્યા પ્રમાણે ઇનશાનની કરોડમાંથી એક શીનોઈ નાડી વહે છે, અને તેની આસપાસ બીજી નાડીઓ હોય છે, અને તેમાંથી બોંતેર હજાર નાડીઓ મારફતે પ્રાણને પ્રવાહ આખા શરીરમાં દોડે છે, મુખ્ય નાડીમાં જયારે મીનો આતશ જાગૃત થાય છે અને ઉપર ચહડે છે, ત્યારે તેનો આકાર સર્પનાં જેવો દેખાય છે, જે માથા તરફ રહેતાં સુરાખમાં કુલ્લે બદનની ક્રિયા કરે છે કદાચ કુશ્તીમાં એવોબી ભરમ સમાયલો હોય) કુશ્તીનાં બોંતેર તાર એ '**ઇઅજશને**' નાં બોંતેર હાની નીસાની છે, જો કોઈ ભલી દીનનો આસામી પાકી પરહેજગારીથી પાદીઆબ કુસ્તી કરે તો તે શખ્સ ઇઅજશનેનાં સવાબમાં સામેલ થયલો ગણાય છે. "**મોજેજાતે જરથોસ્તી**" કેતાબમાં અને "**અહુરમજદ ઇઅશ્તત**" માં પાક ખુદાવંદનાં સેફાતી નામો પણ ૭૨ છે. '**સરનામે રોજે ઇઅજદાંની**' નામની કેતાબથી પણ એવું જણાયલું છે કે ઇઅજદાંનનાં નામનાં આંક બોંતેર છે. બેવડા ૭૨ બોંતેર તાર તે ૧૪૪ તાર થાય છે. તે મોટી '**હમાયશ્ત**'નાં બાર ફરેસ્તાની ખશનુમનથી જે એકંદર ૧૪૪ ઇઅજશને તથા તેટલાજ વંદીદાદ પઢાવ્વામાં આવે છે તેની સરખામણી છે.

'કુશ્તી વણાઇ રેહેવા બાદ' તેના વાણા ( આરા દોરા ) અને તાંણા (ઉભા દોરા) એક બીજાથી છુટા દેખાતા નથી, તેની મતલબ એ છે કે માણસો દુન્યામાં જુદે જુદે ઠેકાણે રહે છે તેઓનો પોશાક તથા બોલી જુદી છે, પણ ધર્મમાં એક હોય તેઓ સાથે દોસ્તી પડતાં જુદાઇ અથવા દુશમનાંઈ નહિ રાખવી.

'કુશ્તીનાં બે પડ અને વચ્ચેથી પોકલ છે' તે બે પડ આસ્માન અને જમીનની ગવાહી આપે છે અને જમીન વચ્ચેનો ખુલ્લો માર્ગ બતાવે છે. અને કુસ્તી બાંધનાર આસામી આસ્માન જમીન વચ્ચેની ચીજોને પાક અને ખુશાલ કીધા બરોબર સવાબ હાંસેલ કરે છે.

'કુસ્તી ઉથલાવ્વાનું' કારણ'—ઇનશાન જન્મે છે અને ગુજર પામે છે તે નિસાંની બતાવે છે. યાને હરેક આસામીએ ધ્યાંન રાખવું જોઇએ કે આપણે આ દુન્યાના બાગમાં ફક્ત આપણું તકદીર લઈ આવ્યાં છૈએ અને નેકી ભર્યો હાથે ભલાઈનો હડો જીતી એક દીન આ ફાંની જેહાંનથી કુચ જવું છે તો પોતા પાછલ નેકીનું નામ જાબજા જળવાઇ રહે એવું નેક પગલું બરવું.

જેમ કુસ્તી વણતાં એકબી તાર જો આડો આવ્યો હોય તો તે કુસ્તી બરોબર ઉથલાવાતી નથી તે મુજબ ઇનશાનનો એક પણ ખોટો વિચાર તેની જીંદગીની આખી કારકીર્દીપર અસર કરી શકે છે.

'કુશ્તીના બે લર' એ વર્ષનાં બે ભાગ હાવન અને રપીથવેનની ઇધાંની છે, અને ઉપલી જેહાંન અને આ દુનયા એ બન્ને જેહાંનની હસ્તીની ગવાહી અને સબંધની નિશાની છે. અને સર્વ બસ્તેકુસ્તીઆંને આ દુન્યામાં હીલચાલ કરતાં ઉપલી હમેશગીની જેહાંન બાબે વધુ વિચાર અને ફીકર દીલમાં રાખવી જોઇએ.

'કુ તીની છ લરી એ વણતી વખતે બાર તારનાં થાય છે, પેહેલવીમાં અને ફારસીમાં 'વાઝદેહ' કરી કહે છે, અને "વાઝદેહ હોમાશ્ત" નામનું આપણું ધર્મ પુસ્તક છે. અને હરેક કુશ્તી બાંધનાર હવાઝદેહ હોમાસ્ત"નાં સવ.બમાં હમબેરો ધરાવે છે. વળી આકાશી બાર રાશી જે વર્ષોની ઇધાંની છે તે દર્શાવે છે. અને વર્ષનાં છ ગાહંબારની ઇધાંની છે.

'કુશ્તીનાં ત્રણ આંટા' કમ્મરપર બાંધ્યે છીએ તે હુમત, હુખ્ત, અને હુવર્સ્ત, એ ત્રણ બોલોનાં સાબેતી આપે છે. યાને કુશ્તી બાંધનાર શખ્સ હમેશાં સારૂ વમાસનાર સારૂં બોલનાર, અને સારૂં કામ કરનાર, અને હમેશાં તે ઉપર મજબુત અએતેકાદ રાખનાર છે, એવી નિશાની બતાવે છે.

કુસ્તીનો પહેલો આંટો કમ્મરપર વિટાલતાં હુમત કરી મનમાં વમાસવું જોઇએ, એમાં ત્રણ બાબદો સમાયલી છે. (૧) ખુદાવંદની આરાધના કરવા સિવાય બીજો કોઇ પણ વિચાર મનમાં નહિં રાખવો. (૨) ધર્મનાં કામમાં જાની દોસ્ત મેલવ્વો.

(૩) દાદારની પેદાયસને માન આપી બચાવ કરવો.

'**બીજો આંટો**' લપેટતાં 'હુખ્ત' કરી વમાસવું એમાં પણ ત્રણ બાબદનો ભરમ સમાયલો છે. (૧) ભલી દયાનત નેક નીયત રાખવી. (૨) સારી અક્કલ આપનાર દોસ્ત સાથે સબંધ રાખવો (૩) પોતાનો ફરજન્દો જાળવો '**ત્રિજો આંટો**' વિટાલતાં હુવરસ્ત બોલવું, એમાં પણ ત્રણ બાબદો સમાયલી છે. (૧) ખુદાવંદને રાજી કરવો. ( ૨ ) નેક વિચારવાળો અને ધર્મ બાબદ ચાહનાર દોસ્ત કરવો. ( ૩ ) કોઇને પણ નુકશાન ન કરવું.

'**કુશ્તીનાં ચાર ગાંઠ વાળવાનું**' કારણ—ઇનશાન માત્રનાં દીલમાં ચાર ચીજ દાદારે પેદા કરી છે, આતશ, પાણી, પવન, અને ખાક એ ચાર ચીજથી ઇંનશાનની કાયા બનેલી છે. જે ચાર ગાંઠ સાથે સંબંધ ધરાવે છે, યાને બસ્તે કુશ્તીઆનોએ એ ચાર તત્વોને સમતોલ જાળવી રાખવાં જોઇએ, જેથી તનદરોસ્તી જળવાય અને તત્વોને ખુશી રાખવા બરોબર સવાબ મળે. કુસ્તીનાં આગળા બે ગાંઠમાંનો '**એક**' વાળતા બાંધનાર એવું વિચારે છે કે દાદારની બનાવેલી જમીન અને આસમાનની એકાંતગી કબુલ રાખુચ કેમકે દેખાવે હસ્તીઓ જુદી છે છતાં તેઓ એકજ છે. '**બીજો ગાંઠ**' વાળતાં એવું વમાસે છે કે દાદારનો મોકલેલો રાસ્ત પયગંમ્બર જરથુસ્ત ખરો છે, એ હું કબુલ રાખું છું, અને આ દુન્યામાં ચાલવાને થકી મારે માટે તેને જે રસ્તો બતાવ્યો છે તેજ ખરો છે.

'**પાછલો પહેલો ગાંઠ**' વાળતાં બાંધનાર એવું વિચારે છે કે જે કંઇ ખુલંદ માજદીઅસની દીનમાં જણાવ્યું છે તે હક વાજબી અને નેક છે, જે પ્રમાણે હું ચાલવા બંધાયો છું.

'**પાછલો બીજો ગાંઠ**' વાળતાં એવું ધારે છે કે આ ખાકી દુન્યામાં મારીથી બનતી મદદ મારાં હમદીનોને અને બીજાઓને કરૂં તથા તેઓનાં સુખ દુઃખમાં હું મોટો ભાગ રાખું. અને ધર્મનાં ફરમાનો બતાવું.

**'શુદરેહ વગર કુશ્તી બાંધવી'** તે ગોયા હથીયાર વગર લડાઈમાં ઉતરવા બરોબર છે.

**'કુશ્તી કયાં અને કોની સનમુખ કરવી જોઈએ.'** દીવસે 'ખુરશેદ' સનમુખ, રાતનાં **ચંદ્રમાં, આતશ, ચેરાઘ** ( દીવો ) યા દક્ષીણ દીશા તરફ કરવી જોઇએ.

**'કુશ્તી કરનાર અથવા પઢનાર આસામીની આગળથી ચાલી જવાય નહિં',** કેમકે કોઈબી આસામી જો કંઇપણ કેબલા સનમુખ કુશ્તી કરતા હોય યા ફરજીઆત બંદગી ગુજારતા હોય તો તે વખતે બીજા આસામીએ તેમની વચ્ચેથી જવું રવા નથી. કારણ કે બંદગીની ફઝળયાત કમી થાય છે.

**'શુદરેહપર કુશ્તીનું ફરમાન કયારથી છે'** કેટલાકો વિચારે છે કે પયઘંબર જરથુસ્તનાં વખતથી છે, પણ **'દાદસ્તાને દીની' સદદરેનજમ અને નસર'** કેતાબોમાં જણાવ્યા મુજબ, શુદરેહ કુશ્તી છેક પાદશાહ જમશેદનાં વખતથી ચાલુ છે.

## ( 'નવજોત' )

અસલ વખતથીજ આ જેહાંનમાં બે માર્ગો સ્થાપાયલા છે. એક જાહેર અને બીજો બાતેન. જાહેર માર્ગમાં ખાકી ઇનશાનો સંસારમાં રહી બની આવે તેટલું કેળવણી, જ્ઞાન, નીતી, સદગુણ વિગેરે અખત્યાર કરે છે, અને બાતેન માર્ગમાં અશોઇનાં ઘણાજ સખ્ત કાયદા પાળી જેઓ કુદરતનાં ભેદો પામવાની કોશેષ કરે છે તેઓ દાખલ થઈ શકે છે. પાક બુલંદ માજદીઅસની દીનનો પાયો અશોઇપર રચાયલો છે, જ્યારે ખાકી ઇનસાન આ ફાની જેહાંનમાં પેદા થઇ સાત વર્ષની વયે પુગે છે ત્યારે અશોઇના માર્ગમાં દાખલ થવા માટે આપણી દીનમાં **'શુદરેહ'** પેહેરાવ્વામાં આવે છે. સાત વર્ષની વયે તે બાળક પોતાની કરણી, વિચાર વાચા ધર્મ માટે જવાબદાર થાય છે, ત્યાં સુધી તેનાં વાલીઓ તેની કેળવણી માટે જવાબદાર હોય છે એટલા માટે જરથોસ્તી ધર્મમાં સાતમે વર્ષે દરેક બાળકને દીનમાં લેવામાં આવે છે, જે વખતની ક્રિયા **'નવજોત'** ને નામે ઓલખાય છે, **'નવજોત'** શબ્દ ફારસી ભાષાનો છે, ફારસીમાં નવ+જાદ =નવો+જન્મ, એવો થાય છે, યાને શુદરેહ પેહેરનાર બાળકે જો કે અત્યાર આગમચનો આ ખાકી જેહાંનમાં જન્મ લીધો છે, પણ પોતાની દીનમાં તે પોતાની નવ-

જોતની ક્રિયા થવા બાદ દાખલ થાય છે. એ ઉપરથી સમજાય છે કે નવજોત એ મીનો માર્ગમાં દાખલ થવાનું પહેલું પગથ્યું છે. નવજોતની ક્રિયા કંઇ દોસ્ત, આસનાવો અને લાગતા વળગતાઓને બોલાવીને ખાનું આપવા બાબદની નથી, છતાં તે હાલ તેવીજ પ્રકારની, થઈ પડી છે. ખરૂં જોતાં કુદરતનો કાયદો એવો છે કે જેવું એક આસામી અશોઇનાં માર્ગમાં દાખલ થયું કે, દુષ્ટ ઘનામીનોથી ઉત્પંન્ન થયલી અનદીઠ શીહાં શક્તિઓ, જાદુઇ અને દરૂજી તેનીપર પોતાનાં નાપાક લશ્કર સાથે હુમલો લાવે છે. અને તેને તે (અશોઈનાં) માર્ગપરથી પાછો હઠાવવાને હમેશાં કોશેષ કરે છે, જેઓ મોટી ઉમરે પુગે છે, અને ધર્મજ્ઞાનથી માહીતગાર થાય છે, તેઓજ ફક્ત તે બાબે જાણીતા હોય છે.

એટલા માટે એ માર્ગમાં દાખલ થતાં વારજ પાક અવસ્તાના 'કેમના મજાદનાં' પવિત્ર કલામો તે બાળકને તેનો પોતાનો બચાવ કરવા માટે શીખવ્વામાં આવે છે.

## ('કેમના મજદાનો સાર')

અએ દાના સાહેબ કોણુ મ્હારી અને હમારી દીનનાં લોકોની પાસબાંની કરે, કે મારી સાથે દરવંદ કીનો રાખે છે તે વાસતે તું (અને તારો) બેહેમન (ભલુમન) તથા અરદીબેહેશત (નેક વાસનાં) વગેરે, કે તેઓની મીશાલે સવાબનું કામ કરૂં; અએ અહુરમઝદ! મને દીનનો હોકમ બુજોરગીથી કેહે (જે દીન દસ્તુર કરી રાખ). કોણુ ફતેહમંદીથી (ગુનેહગારોને) મારનાર (ખલકની) પાસબાનીનો કરનાર છે તેની અને જે જાહેરથી બેઉ જેહાનની પેદાઇશમાં મારા હોકમનો કેહેનાર (શીખવનાર) છે તેની* એરવેશે ભલી મનશનીથી તે (બેહેતર) સરોશનું પહોંચવું થાવુ અએ અહુરમઝદ! મારી તે ખાહેશ છે. જે અને હરકોઇએબી હેવીજ મુરાદ રાખવી જોઇએ કે જેથી જુલમ દુર થાય. (દુર રાખ) મારેથી આજારનાં દેનાર (ઘનામીનોને) અએ દાના સાહેબ અએ બુજોરગ સપંદારમદ* નેસત થાવુ દેવ (૪) દરૂજો, નેસત થાવુ દેવનું તોખમ, નેસત થાવુ દેવનું કીધેલું; નેસત થાવુ દેવનું આપેલું, એજ જગોથી બુરોદરૂજ નેશત થાવુ, એ દરૂજ દોડો (નાહાસો) એ દરૂજ જુદો અને નેસત થાવુ (દોજખ) તરફ પાછો નેસત થાવુ, ના મારી શકતો દુનીઆંની પાક ખલકને, નમુચ બુજોરગ સંપુર્ણ મનશનીનાં સપંદારમદને સવાબ રાસતી બુલંદ નેઆંમત છે.

## ("બાળકને શુદરેહ પેહેરાવે છે તેની બીના")

જેને શુદરેહ પેહેરાવીએ તેને દરેમેહેરમાં લઈ જાય અને મોબેદ ખુબનો ધણી હોય તે જેની નવજોત કરવી હોય તેને 'રસ' દીન પાય પછી નવસો નવાડે ત્યાર પછી તેને ઇજાર પેહેરાવે તથા માંથા ઉપર ટોપી પેહેરાવે અને જ્યાં નવજોત કરે તે જગો ઉગમણે મોહોડે બેસાડીને શુદરેહનું પદાન કરાવીને પતેત કરે. પતેત કરી રહ્યા પછી તેને ઉભો રાખીને શુદરેહ હાથમાં ધરીને "બનાંમે યજદે બક્ષાયનદેહ બક્ષાયેશગરે મેહેરબાંન" પઢી તેને દીનનો કલમો પઢાવે. "રજેશતયાઓ ચેસતયાઓ મજદદાતયાઓ અષઓનયાઓ* દએનયાઓ વંઘહુયાઓ માજદયસનોએસ દીન બેહેરાસત વ દરૂસત કે ખુદા બખલક ફીરેસતાદેહ ઇન હસત* કે જરતુશ્ત આવોરદેહ અસત* દીન દીને જરતુશ્ત* દીને અહુરમજદ* દાદે જરતુશ્ત* અષઓને અશેમ વોહુ (૧)" હ્યાં લગી પઢાવીને પછી "યથા અહુ વએરયો (૧)" પઢતાં તેનો જમણો હાથ અને પછી ડાબો હાથ શુદરેહની બાંહેમાં ઘાલીએ અને "યયઓથનનાંમ" પઢતાં માંથામાંથી પેહેરાવીને કુશ્તી પોતે ધરીને પોતાના હાથ જેને શુદરેહ પેહેરાવે તેની પાસે પોંચા કનેથી ધરાવીને પેહેલાં પોતે અહુરમજદ યશત પ્રથમ શરૂ કરે તે "વીદવાઓ મરોતુ પેરેસદ જરતુશ્તરો અહુરેમ મજદામ" સુધી પઢે પછી પેલા છોકરાની સાથે પઢે. "અહુરમજદ ખોદાએ અહેરેમન અવદશાંન" કુશ્તીની નીરંગ તમાંમ પઢીને સાથે પઢાવે અને કુશ્તી દરૂશત કરાવે. "જસ મે અવંઘહે મજદથી તે આશતુએતેશ અશેમ વોહુ (૧)" લગી પઢે પછી બન્ને જણ બેશી આખી હુશબામ પઢી રહ્યાં પછી ઉભો થઇને આગળ ફેરાલ નારીઅલની હોય તે લઈને પેલાનાં માંથા ઉપર મુકતાં મુકતાં તનદરોસ્તી તેને નાંમે પઢે ત્યાર પછી તે બાળક હમાજોર લીએ.

## ("બુલંદ માજદીઅસની દીનમાં બંદગીનાં કાયદા અને ફરજો.")

ઇનશાન માત્રનું જીન્વું તે બંદગીએજ વધુ બેહેતર ગણાય છે. 'બંદગી' બોલનો અર્થ 'શેતાદ્દશ' યા 'ફરજ' અથવા આ દુન્યામાં પાક ખુદાવંદની તાબેદારી તથા તેનાં ફરમાનો પ્રમાણે દરેક ઇનશાનોએ ચાલવું અને તે 'રેહેમાં દાદાર' ની સ્તુતી અને સેતાદ્દશ કરવી."

જ્યારે તે ઇનસાફી દાવરે આપણુ ખાકી બંદાઓને જે કીંમતી ભેટો અને બેમુલી બક્ષેસો આપી છે, અને તે મહાજ્ઞાની તરફની દરેક ગેબી મદદો

બાકી હસ્તી ધરાવનાર મેલવી શકે છે તો 'તેઓની' ખુદ ફરજ છે, કે પોતાના પેદા કરનાર, શકિતનાં ભંડાર, જમાનાઓનાં સરદાર હમેશગીનાં શેહેનશાહ, મીનોઈ હસ્તીનાં સાહેબ, અને અનંત ખુદાવંદની બંદગીમાં; દર શરૂ થતી ગેહેનાં ખુશ વખતમાં મશગુલ થઇ તે પાક દાદારની બેમુલી નવાજેશ માટે સર નમાવી બંદગી કરવી.

જ્યારે બી આપણે પાક ખુદાવંદની બંદગી અથવા સેતાઇશ કરવાની ખાયસ રાખ્યે તો પ્રથમ સરવેરથી તંન પાક કરવું, (હાલ ઘણુંકો ફકત હાથ મોહોડું ધોઇનેજ ફરજીઆત બંદગી ગુજારે છે તેમ ન કરવી) અને સ્વચ્છ કપડાં પેહેરી, આતશ-બેહેરાંમ, આતશ-આદરાંન, દરેમેહેર વિગેરે પાક મકાનમાં (યા તો એકાંત અને પાક જગ્યાએ, સાફ કપડું પાથરી) ગુઠણુ મડીએ પડી પાક દાદાર વિષે મનમાં વિચાર રાખી દોઆ માંગતા હોઇએ એવી પ્રકારે ગંભીરતા, પવિત્રતા, શાંત જીગ્ર, માયાળુ લાગણી, અને પેદા કરનાર તરફ વફાદારી, ખરી દીલસોજી અને તેની તમામ પેદાયસો અને બેમુલી બક્ષેસો માટે શુક્ર ગુજારી અને અદબથી બારે હકતાલાનાં પાક કલામો, સુધ્ધ ઉચ્ચારે, બુલંદ અને શીરીન આવાજે, પુરતી ગંભીરતાથી પઢવા. (એથી ધારેલી મુરાદો બર આવે છે.)

## ("પાક જરથોસ્તી દીનમાં દરેક આસામીની રોજની ફરજીઆઆત બંદગી.")

સર્વથી પેહેલાં ખરી બામદાદમાં (પાછાલી રાત્રે) બીછાનું છોડી (ઉઠી) તેજ જગોએ કુસ્તી પખોરી, બે ડગલાં ભરી, ડાબા હાથપર રેતી (યા લીંબુનો રસ) લઇને હાથપર હાથ ઢાંકી 'નીરંગ આબેજર' લેવાની ૩ વાર પઢવી. (ખુલાસા બાબે જુઓ. આય કેતાબને પાંચમે સફેથી નીરંગ આબેજર લેવાની.)

પછી હાથ મોહોડું ધોઇ નાંખવું, બાદ સરવેરથી તન પાક કરવું. નાહતી વેળા કપડાં ઉતારીને રેતી (યા લીંબુનો રસ) લઇને ત્રણવાર 'શેકસતે સયતાન' અશેમ વોહુ (૩) અને 'કેમના મજદા' તમામ પઢવી બાદ પાણીથી નાહીને સ્વચ્છ કપડાં પેહેરી કુસ્તી બાંધતાં 'નેમસેતે અહુરમજદ' ત્રણવાર પઢી કુસ્તી બાંધવી. ત્યાર બાદ ફરજીઆત બંદગી કરવી.

'હાવન ગેહેમાં'—ક્ષનોથર અહુરહે મજદાઓ અશેમ વોહુ (૧) હાથ મોહોડું ધોતાં પઢી કુસ્તી કરી, સરોશ બાજ, (જો બામદાદનો વખત હોય તો હોશબાંમ પઢવી) હાવન ગેહે, ખુરશેદ તથા મેહેરની નીઆએશ, દોઆ વિસ્પ હુમત, દોઆ નામ સેતાઇશને, ચારે દીશાનો નમસકાર, અહુરમજદ ઇઅસ્ત,

મોટી હફ્ત અમેશાસ્પંદ ઈઅસ્ત, અરદી બેહેસ્ત ઇઅસ્ત તથા સરોશ હાદોખત. પતેત પશેમાની, દોઆ તનદરોસતી, દીનનો કલમો પછી જે રોજ હોય તે સેતાય્શ, બાદ મોનાજાત વિગેરે પઢવું.

**રપીથવેન ગેહ અથવા બીજી હાવન હોય તો'**—પવિત્રાઇથી કુસ્તી, ઉપર જણાવ્યા મુજબ કરી સરોશ બાજ પઢીને રપીથવેનગેહે ખુરશેદ, મેહેરની નીઆઇશ, આતશ નીઆઇશ, દોઆ નામ સેતાય્શને અરદીબેહેશત, હોમ અને વનનત ઈઅશત, તનદરોસ્તી, દીનનો કલમો, બાદ સેતાય્શ, મોનાજાત વિગેરે પઢવું.

**'ઉજીરન ગેહેમાં'**—ઉપર જણાવ્યા મુજબ પવિત્રાઇથી કુસ્તી કરી સરોશ અશોની બાજ લઇને ઉજીરન ગેહે, ખુરશેદ, મેહેર, આવાં અરદુઇસુરની નીઆઇશ કરી, દોઆ નામ સેતાય્શને સરોશ હાદોખત, તનદરોસ્તી, દીનનો કલમો જે રોજ હોય તે તાય્શ મોનાજાત.

**'અઇવેસરૂથરેમ ગેહેમાં'**—પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી સરોશ બાજ, ચેરાઘનો નમસકાર, રાતની સરોશ ઇઅસ્ત, માહાબોખતાર ઇઅસ્ત, દોઆનામ સેતાય્શને, પતેત, તનદરોસતી, દીનનો કલમો, મોનાજાતો વિગેરે પઢવું.

**'શહેન ગેહેમાં'**—અરધી રાત્રે ઉઠી કુસ્તી કરી, નીરંગ આબેજરની લેવાની લઇ, હાથ મોહોડું ધોઇ નાખવું. અને તન પાક કરી કુસ્તી બાંધવી, પછી ત્રિજી વાર કુસ્તી કરી સરોશ બાજ, ઉશહેન ગેહે, અહુરમજદ ઇઅસ્ત, અરશશંગઈઅસ્ત સરોશ હાદોખત, દોઆ નામ સેતાય્શને, દોઆ તનદરોસતી, દીનનો કલમો, જે રોજ હોય તે સેતાય્શ, મોનાજાતો વિગેરે પઢવું.

એ ઉપરાંત અવસ્તાના કોઇબી કલામો દરેક ગેહમાં કોઇબી આસામી પઢે તો તેને એથી ( પઢવાથી ) ઓર સવાબનો વધારો થાય છે પણ ઉપર જણાવેલા રોજની ફર્જીયાત બંદગી તો જરૂર પઢવીજ જોઇએ, જો કોઇબી આસામી દરેમેહેર, ગાહંબાર, જશન, યા કોઈ મરણ પામે ત્યાં નીઆઇશ તથા ઇઅશત તથા બંદગી પઢે તો તેને મોટું સવાબ હાંસલ થાય, જો રવાનની નૈયતે હરેક વખતે નીઆઇશ તથા પતેત પઢે તો તેનો સવાબ ઉતાવળે હાંસલ થાય.

**'બંદગી કોની સનમુખ પઢવી જોઇએ.'**—પાક અહુરમજદની પેદા કરેલી ઉમદા, નુરી, પેદાયસો જેવી કે 'ખુરશેદ,' ( સુરજ ) માહા, ( ચંદ્ર ) આતશ,' 'આબે દયાન' ( વહેતું પાણી ) 'ચેરાઘ' ( અગ્નિ ) વિગેરેની સનમુખ ગુઠણુ મંડીએ પડી યા ઉભા રહી બંદગી ગુજારવી, કારણ તે 'રેહેમી દાદારની' નુરી પેદાયસો આપણી નજર આગળ હોવાથી બંદગી કર-

નારને અહુરમજદ વિષેનો વિચાર આવે છે અને બંદગી કરનારનાં મનપર સારી અસર થાય છે.

આપણાં ન્યાગાંનો અને આગલા ઈરાંનીઓ પણ એવીજ પ્રકારે બંદગી ગુજારતા. ( હાલમાં ખુરશીએ બેઠી બંદગી કરે છે તેમ ન કરવું )

( " બંદગીમાં 'અહુનવર' બાબે સરેહ " )

ઈઝજશનેનાં ૧૯ ) માં હામાં નીચે મુજબ લખાંણ મળી આવે છે.

૧. ( ૧ ) જરથોસ્તએ અહુરમજદને પુછયું, ઘણીજ મોટાઈવાળા મીનો અને અહુરમજદ, હાડમંદ દુન્યાને પેદા કરનાર ઓ અશો ! ( ૨ ) તે શબ્દ યાને તે કલામ કયા છે, કે જે અય અહુરમજદની મારી આગમજ જાહેર થયો છે.

૨. ( ૩ ) જે આકાશની આગળ. પાણીની આગળ, જમીનની આગળ, ગોસ્પંદની આગળ, ઝાડપાનની આગળ, અહુરમજદનાં દીકરા આતશની આગળ, અશો મર્દની આગળ, દેવો અને પાપી માણસોની આગળ, તમામ હાડમંદ દુન્યાની આગળ, તથા મજદની પેદા કરેલી અશોઇના મુળની તમામ ન્યામતો આગળ, હસ્તી ધરાવતો હતો.

૩. ( ૪ ) ત્યારે અહુરમજદએ કહ્યું અય ઘણાજ પવિત્ર જરથુસ્ત તે ( કલામ )[1] અહુનવૈર્યના ભાગો હતા જે મેં તને કહ્યા છે.

૪. ( ૫ ) અને જે આકાશ, પાણી, જમીન, ગોસ્પંદ, ઝાડપાન અહુરમજદનાં છોકરા આતશ, અશો મર્દ દેવો અને પાપી માણસો, અને તમામ હાડમંદ દુનીયાની આગળ, તથા મજદની પેદા કરેલી અશોઈનાં મુળની તમામ ન્યામતોની આગળ ( હસ્તી ધરાવતો હતો )[2]

૫. ( ૬ ) અહુનવરના એ મારા ભાગો, ઓ ઘણાજ પવિત્ર જરથુસ્ત

---

નોટ. ૧. આમ કેતાબને પહેલે સફે અહુનવરને મથાલે એવુ જણાવ્યું છે કે "પેહેલાં એ કલામ જરથુસ્ત શીખ્યો હતો." પણ વાંચનારે " એ કલામ જરથુસ્તની આગમય જાહેર થયો હતો " એમ સમજવું.

૨ હાલ એવું જાહેર છે કે આગલી બંદગીઓમાંની યંધકે હાતામ અહુનવર, અને ગાથા સલામત છે.

વધારા કે ઘટાડા વિના ગવાય, (૭) તો તેની કીંમત વધઘટ વિના ગવાયલાં મુખ્ય ફીરનો કરતાં સો ઘણી વધુ થાય છે. ( ૮ ) જો તેઓની વધઘટ કરીને ગાવામાં આવે તો પણ તેઓ કીંમતમાં બીજા રતુઓ ( ફોરનો ) કરતાં દશ ઘણા ચઢયાતા છે.

૯ ( ૯ ) અને આ હાડમંદ દુન્યામાં જો કોઇ શખ્શ, ઓ અશો જરથુસ્ત અહુનવરનાં ભાગોને યાદ કરે છે, અથવા યાદ કરતાં તેનો ઉચ્ચાર કરે છે અથવા ઉચ્ચાર કરતાં તે મોટા અવાજે તેમને ગાય છે, અથવા ગાતાં તેમને આરાધે છે, ( ૧૦ ) તેનાં રવાનને હું અહુરમજદ ( ચિનવત ) પુલની પેલી બાજુએ બેહેસ્તમાં ત્રણવાર દાખલ કરીશ ( ફેરવીશ ) ( ૧૧ ) બેહેસ્ત સુધી સંપુર્ણ અશોઇ સુધાં, ઉત્તમ રોશ્નિઓ સુધી ( તેનાં રવાનને હું લઈ જઇશ. )

૧૦ ( ૧૪ ) કદીબી બોલાયલા, બોલાતા અને બોલાનારા સઘળા શબ્દોમાં તે શબ્દ ( કલામ ) વધુ વખત ફરી ફરીને ભણવા યોગ્ય છે. ( ૨૫ ) એ કલામ ભણવાની કીંમત તમામ હાડમંદ દુન્યા જેટલી છે. ( ૨૬ ) જે કોઇ તે શિખે છે, શિખવે છે અને તેને ભણનાર છે, તેને તે ( કલામ ) મોહોતમાંથી છોડાવે છે.

૧૧. ( ૨૭ ) ઉત્તમ પવિત્રાઇ મેળવ્વા માટે દરેક જણે તે કલામ જે સર્વથી આગમચ જાહેર થયો છે તે શિખવો જોઇએ. તથા ફરી ફરીથી યાદ કરવો જોઇએ.

## જુઓ શરોશ હાદોખ્તમાં શું જણાવે છે,

અએ જરતોશ્દ જે કોઇ મરદ યા ઓરત આ બંદગીનો કલામ ( ઇઆને અહુનવર ) બાતશે અશોઈવાળા મને કરીને અતિશે અશોઈ વાળા મને કરીને ( તથા ) અતિશો અશોઇવાળા કામે કરીને ભણે.

## અહુનવર કઈ કઈ વખતે ભણવા તે નીચે પ્રમાણે છેઃ—

ઘણા પાણીમાં અથવા મોટી ધાસ્તીમાં ( અથવા ગભરાટમાં ) અથવા ધુમસવાળી અંધારી રાત્રે અથવા વ્હેતા પાણીમાં પુલ ઉપર અથવા રસ્તામાંના આડા અવળા રસ્તાઓ ઉપર અથવા અશો માણસની મીજલસમાં અથવા દરવંદોની અથવા દેવને ઈજનારાઓની મંડળીઓમાં અથવા આફતોમાંની કોઇબી ( આફતને વખતે ) અથવા કવખતમાંઓના કોઇબી ( કવખતે ) ( જો કોઇ )

ભયમાં ( આવી પડેલો હોય ) ( અથવા ) બીધેલો હોય ( અને જો ખરા એતેકાદથી અહુનવર ભણે તો ) તેને તે દહાડે ( અથવા ) તે રાત્રે ( યાને જે વખતે ભણે ત્યારે ) ( કોઇબી ) દરવંદ જુલમગાર, દુખ દેનાર ( અથવા ) ઇજા કરનાર ( પોતાની ) બે આંખોમાંથી ( તે ભણનાર ઉપર ) નજરે જોઇ શકે નહીં' ( તથા ) જોરાવર ટોળકીવાળા લુટારાની ખરાબી આગળ વધીને ( તે અહુનવર ભણનારને ) પહોંચી શકે નહિં.

એજ ( કલામ ) અએ જરથોસ્ત બંદગીનો એજ કલામ ( યાને અહુનવર ) તુને ભણવો જોઇએ ( કે જેથી કરીને ) જ્યારે દીન દુશ્મનો તથા ચોરોનું ટોળું તથા દેવો સાથે દોડીને આવી પહોંચે, તથા જ્યારે દરવદોની તથા દેવને ઇજનારાઓની ખરાબી (તથા જાદુગરો) અને (જાદુગરને લગતાઓ) માંનો (કોઈબી) તથા પરીઓ (અને) લગતાઓમાં (કોઈબી) તુને અએ જરથોસ્ત બીહવડાવે તથા (તારી) આગળ દોડી આવે (ત્યારે) (એ અહુનવરના કલામ ભણવાથી) દેવો નાશ પામનાર ( થાય છે ) દેવને ઇજનારા નાશ પામનારા ( થાય છે ) ( તથા ) એ પ્રમાણે જખમ કરનારાઓના મોહોડાં બંધ થઇ જાય છે, વંદીદાદની ૧૯ મી પરગરદમાં અશો જરથોશ્તનું એક અસરકારક પણ ટુંકનામું છે. તેમાં જ્યારે પેગમ્બર અશો જરથોશ્તને "અંગ્રેમેન્યુશે" રાસ્તીની રાહ ઉપરથી ફેરવવાને અનેક ઉપાયો યા લાલચો ખાડી, પણ અશો જરતોશ્તે પોતાનો મજદયશ્નની ધર્મ ઉપર પુરતો એતેકાદ દેખાડયો ત્યારે "અંગ્રેમેન્યુશે" જોયું કે, મારી તમામ પેદાઇશનો નાશ કર..ને જરથોશ્તે મજબુત ઠરાવ કર્યો છે, તથા મોટી લાલચ આપવા છતાં પણ પોતાનો વિચાર ફેરવતો નથી. જ્યારે "અંગ્રેમેન્યુશે" જરથોશ્તને ફરીથી પુછયું કે, કહ્યાં હથિયારોથી તું મારી પેદાયશનો નાશ કરશે ત્યારે જરથોસ્તે તેને જવાબ દીધો કે મારાં સૌથી સારાં હથિયારો કે દીનના કામમાં વપરાતાં આલાતો છે, તથા ઘણાજ અગાઉના વખતમાં અહુરમજદનો કહેલો સખુન જે "અહુનવર" યાને આખી "યથા અહુવઇરયો" તે છે એ અહુનવર દેવ દરૂજોને નસાડવાનું તથા તેઓને નાબુદ કરવાને સૌથી સરસ હથિયાર હતું.

## (૧બંદગી અને ભણતરથી થતા ફાયદા.)

રેહેમી દાદાર અને તેના ફતેહમંદ ઇઅજદોની આરાધનાં અને બંદગી કરવાથી આ ખાકી બંદાઓ ખોદાના ફરમાન બજા લાવ્યે છીએ, તેથી તે 'કુલ્લે ખલકતનો ખાવીંદ' આપણુ ભલુ કરે છે અને આપણી સઘળી મોરાદો

---

૧ બંદગી બાબે જરથોસ્તીઓમાં બે મત છે ધર્મી જરથોસ્તીઓ બંદગીને વધુ પસંદ

બર લાવે છે. અને તન મનની સુખાકારી સાથે આપણુને સુખ, અને બેમુલી નવાજેશ (પુર અક્કલની વૃદ્ધી) કરે છે તે સાથે હરેક તરાંહનો ફાયદો તે 'મહાજ્ઞાની' તરફથી આપણુને મળે છે, અને આપણા મુવાબાદ સૌથી મોટો બદલો ગરોથમાન બેહેસ્ત બક્ષે છે.

## "જરથોશ્તી બેહેતર દીનમાં હયાત આસામીએ ધર્મ ક્રિયા કરવાની ફરજ."

આપણા પાક મહજબમાં હરેક આસામીએ (મરદ અથવા બાનુ) પોતાની હૈયાતીના દરમ્યાનમાં ધર્મ સબંધી ભણુતર વીગેરે ક્રિયા કરવાની ફરજ છે. હરેક આસામીને પાક ખુદાવંદ તરફની ધર્મ સબંધી ફરજ હોય છે, આ ખાકી જેહાનમાં ઈનશાનોને માથે ફરજ એક મોટું કરજ ગણાય છે, અને હરેક ઇનશાને પોતાથી બનતી ફરજ અદા કરવી એ વાજબી છે, આય ફાની જેહાનના દરમ્યાનમાં આપણ ખાકી બંદાઓને તે 'દાવરે દાદાર' અને 'તેના' આકેલ ઓહ્માઓ મારફતે મળેલાં ફરમાનો પાળવાની ગોયા આપણી ફરજ છે. ઇનશાનોને માથે ફરજ અનેક પ્રકારની છે, તેમાં ધર્મને લગતી ફરજ પેહેલો દરજ્જો ભોગવે છે. અને આપણા બુલંદ મહજબમાં હયાત આસામીએ પોતાને માટે તેમજ પોતાનાં વ્હાલા પેદા કરનારની યાદ હરદમ હૈયે રાખી દીનનાં ફરમાનો પાળી, પાક ખુદાવંદની સુક્ર ગુજારી કરી, આય નાપાયદાર દુન્યામાં

---

કરે છે, અને તેઓ એવુંજ સમજે છે, કે તેઓનું ખરૂં સુખ, મોજ મજાહ અને ખુશંદી તે ગોયા બંદગીનાં પાક કલામોમાં સમાયલી છે. અને બામદાદનાં ખુશ વખ્તમાં ખાબથી બેદાર થઈ, તુરત તન પાક કરી પોતાના પ્યારા પેદા કરનાર અને જાંની તેમજ ખરા દોસ્ત, પાક અહુરમજદની બંદગીમાં મશગુલ થઇ, તે રેહેમી દાદારની તેઓ માટેની ખરી કાળજી અને કારસાજી માટે તે દાવરે દાદારનું બંદગી મારફતે હેશાન વાળે છે, અને તેઓ પોતાનું સર્વ કામકાજ તે પછી હાથ ધરે છે.

૨. જ્યારે કેટલાકો એવું જણાવે છે કે "એ બંદગી કરવાથી શું ફાયદો છે, ફક્ત પોપટ માફક બકબકારો કરવો તેથી તે ખોદા ખુશ થઇને વધુ બક્ષેસ કરશે? ફક્ત હૈયું સાફ રાખ્યે તેજ આપણી બંદગી." પણ ટુંકમાં કહીએ તો સર્વથી પેહેલા એ બાબે ધર્મજ્ઞાન તેમજ નીતીનાં વધારાની જરૂર છે, ધર્મજ્ઞાન એવું હોવું જોઇએ કે જે ખુદાની ખુદાઇ સમજાવે, નીતી એવા પ્રકારની હોવી જોઇએ કે ખુદા તરફ આપણી ભકતી અને જાનફેશાની વધારે અને ક્રિયા કામો એવાં હોવાં જોઇએ કે તે આપણી બદ કરણી સુધારે.

પોતાની ગહાબરી કરવા માટે તે કેરફેગરની મદદ, અને હયાતી બાદ પેલી હમેશગીની દુન્યામાં અમ્મર સુખ (બેહેસ્ત) મેળવવાની ઉમેદને લગતી છે. કોઇબી ઈનશાંન પોતાની હયાતીમાં ધર્મ ફરજ નહિં બજાવી ગુજર પામે તો ગોયા હથ્યાર વગર લડાઇમાં ઉતરવા બરોબર છે, યાને ફરજ નહિં પાળનારની જીંદગી ગોયા નકામી છે.

દરેક જરથોસ્તીએ પોતાની હયાતીમાં ધર્મ ક્રિયા કરવાની તે એજ કે દરેક ગેહમાં ફરજીઆત બંદગી ગુજારવી[1] બાજ ધરીને ખાણું ખાવું, પેશાબ, હાજત પણ બાજ ધરીનેજ કરવું, સેતાન બાજી પરહેજવી.

દર અહુરમજદ રોજને દિવસે પાક ખુદાવંદને નામનાં ખુશાલીનાં દરૂન કરી જુદી બાજ ઇજાબ્વી, આફ્રરગાન જશન સાથે કરવું, અને દાદરાની યજશને કરાબ્વી. દર મહીને પાંચ દિવસ મીઅજદ ભણાબ્વી. (મેહેર, રસ્ને, બેહેરાંમ, આરેતાદ, અનેરાંન.)[2]

વર્ષનાં દરેક જશનો કરવાં,[3] છ ગાહંબાર કરવા,[4] પોતાનાં જન્મ દિવસે (વર્ષને દાહાડે) ખુશાલીનાં સરોશ બેસારવા, અને વંદીદાદ કરવા. દર વર્ષે રપીથવેંનની ક્રિયા કરવી (ફરવરદીન મહીનોને અરદીબેહેશત રોજે)* દરેક આસામીએ એક નાવર કરવો, બરસનુમ લેવું ગોતી ખરીદ ઇજાબ્વી. (જો ગુજાશ હોય તો વર્ષો વર્ષ કરે)* જીન્દરવાંન એક કરવું અને જે રોજે જીંદરવાંન કીધું હોય તેની દર બે વર્ષે બાજ કરવી.

કોઇપણ બાનુએ માસીક માંદગી ગયા પછી (૧) હમાયશ્ત કરવી.

એ ઉપરાંત જો પોતાની ગુજાશ હોય તો પોતાની મરજી મુજબ પોતાની આવકમાં પાક ખુદાવંદનાં નામનો ભાગ રાખે, અને ખેરાતમાં આપે. દરરોજનાં ચાલુ દરૂન, બાજ, આફ્રરગાંન, જશન, વંદીદાદ, યજશની, વિગેરે કરે, ગુજાશ મુજબ દર મહીને યા વર્ષે ફરેસતા કરે, મુકતાદનાં પવિત્ર દિવસોમાં 'પાક ખુદાવંદ' ને નામનાં ખુશાલીનાં દરૂન, જુદી બાજ, જશન સાથે આફ્રરગાંન, યજશની, વિગેરે કરે. (દરરોજ)* ગરીબોમાં ખેરાત કરે, બુલંદ આતશ–બેહેરાંમ, યા આતશ–આદરાંનમાં, પોતાની ગુજાશ મુજબ સુખડ–અગર, રોશની બીજી ક્રિયાની ભેટો વિગેરે મોકલે, અને બની શકે તો રોજની ફરજીઆત બંદગી પણ તે પાક મકા-

નોટ. ૧. જુઓ આય કેતાબમાં રોજની ફરજીઆત બંદગી. ૨. જુઓ આય કેતાબને ૫૪૬ મે સફે. ૩. જુઓ જશનોની બીનાં ૪. જુઓ ગાહંબારની બીનાં.

નમાંજ ગુજારે, નૌરોજની રાત્રે દરૂન બાજ, અફરગાનં વિગેરે છંજાવે, અને પતેતીને દિવસે બામદાદનાં ખુશ વખતમાં જશન, યજશની કરે, ફરેસતા કરે, અને આતશ-બેહેરાંમનાં પાક મકાનમાં એ દિને ઉપર જણાવ્યા મુજબ ક્રિયાની ભેટ મોકલે,[1] ઇત્યાદી. પોતાની ફરજ ઉપરાંત ધર્મ ક્રિયા કરે તો ઓર વધુ સવાબછે.

હરેક આસામી પવિત્ર મુકતાદનાં દશ દિવસમાંનાં પેહેલા પાંચ દિવસમાં ( અસપંદારમદ મહીનો ને આસતાદ રોજથી અનેરાંન રોજ સુધી ) ફરાંમરોદ નામનો યજશને નો હા જરૂર (જુઓ આથ કેતાબને ૫૪૨ મે પાને ) પઢવો જોઇએ. અને બાજ અશેમવોહુ ૧૨૦૦ ની આય કેતાબને ૫૩૩ મે સફે છે તે ) પઢવી.

અને ગાથાનાં પાક દિવસોમાં બાજ અહુનવર ૧૨૦૦ ની ) ( આય કેતાબને ૫૩૫ મે સફે છે તે ) પઢવી. અને જે ગાથાનો દિવસ હોય તે ગાથા પઢવો, બની આવે અને પાંચે ગાથા હરરોજ ( હમેશાં ચાલુ ) પડે તો વધુ સવાબ છે.

---

# ( " મરણક્રિયા " )

## ગુજરનાર આસામીની ગુજરતી વખતની ક્રિયા.

આકેલ ઓલમા નેક રાહનુમાએ રાસ્ત, પેઘંમબર સાહેબ અશો જરથોસ્તનાં આવેલાં એકવીશ નુસ્કોમાંનાં એક નુસક નામે વંદીદાદની પાક કેતાબમાં, તેમજ રેવાયતોમાં એવું જણાવેલું છે કે કોઇપણ જરથોસ્તી ( બાનુ યા મર્દ ) ની અજલ આવી પોહોંચી હોય યાને આય નાપાયદાર દુન્યામાંથી પેલી હમેશગીની મીનોઇ જેહાંનમાં પોહોંચવાનો વખત નજદીક આવી પુગો હોય, ત્યારે તેવાં આસામીને ઘણીજ ધીરજથી, તેનાં બદનને નીરંગ લગાડી, તન પાક કરી ( સ્વચ્છ પાણીથી નહવાડીને ) અગત્ય જોગાં જુનાં કપડાં જે આગમચથી સાફ કરી ધોઇને સુકવી રાખેલાં હોય તે પેહેરાવી કુશ્તી બંધાવી, તેનાં શરાહની

---

નોટ. ૧ જેવી કે-સુખડની માંચી, અગર, ખોરદેહ અવસ્તા, ગાલીચા, ક્રિયા કાંમને લગતાં ધાતુનાં વાસણો, આતશ બેહેરાંમમાં રોશની (લાઇટ) નાણાંની રકમ, વિગેરે

જગા આગળથી ત્રણ કદમ દુરની જમીન સાફ કરી તે પર સોજી ચાદર યા પીછોડી પાંથરીને ગુજરનારને મુકે અને તેની આગળ " **અશેમ વોહુ** " ભણે. એ ભણવાથી માણસ ગુજરવા પછી બેહેસ્તની રોશની અને ખુશાલી પામે છે. અગર મરનાર શખ્સે પોતાની હયાતીમાં પોતાથી નીપજેલા ગુનાહની તોજેસ કરી હોય તો ગુજરવા બાદ પતેત કરવાની જરૂર નથી. પણ જો તેની નયતે પઢે તો ઓર તેથી વધુ સવાબ તે ગુજરનારને લાગે છે.

ત્યારબાદ બે જરથોસ્તીઓ પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી પેવંદ વળગીને સરોશબાજ " **અસ્ત વઈતીશ અશહે** " સુધી પઢીને તે ગુજરનાર શખ્સ આગળ પેવંદ લગાડી બેશે, અને આસામી કે જેના મનશનીનો આખર વખત છે તેનાં બદનને કપડાંનાં પાંચ બંધથી દરેક વખતે એકેક ' **અહુનવર** ' પઢતાં બાંધે. (૧) બંધ ગરદને, (૨) બન્ને હાથની બાજુએ' (૩) કમરે, (૪) પગનાં ગુડા જાંગને (૫) પગની ઘુંટીએ, એ રવેશે ક્રિયા કરી તે રવાંનને શરાહની જગ્યાએ મુકે. અને સુદસુદેદ, પીળા કાનનો ચાર ચસ્મનો સગ ( કુતરો ) તે રવાંનને ત્રણવાર સગદીદ કરાવે. પ્રથમ કફન પેહેરાવતાં, કફન પેહેરાવી રહ્યાબાદ, અને રવાંન કાહારતી વેળા.

ઉપર જણાવ્યા મુજબ ગુજરનાર આસામીને અગત્ય જોગાં જુના કપડાં પેહેરાવવાં જોઇએ, કારણ ગુજરનાર આસામીને કંઇ તેથી ગુનાહનો જવાબ દેવાનો નથી, પણ હયાત આસામી ( નવાં કપડાં આપનાર ) બેહેસ્તનાં સુખથી બેનશીબ રહે છે. વંદીદાદની ૫) મી પરગરદમાં અણઘટતો ખર્ચ કરવો એ ગુનાહભરેલું જણાવે છે. વળી રવાનને પુરતાં કરતાં વધુ કપડું આપવા વિષે નીચે મુજબ લખાણ એજ પરગદનાં ૬૧) અને ૬૨) માં ફકરામાં છે.

" જો માજદીઅસનાંન તે મુવેલાં માણસપર ' **અવી** ' માપનાં પ્રમાણ જેટલુબી વધારે કપડું નાખે, અથવા ચરખા ઉપર કાંતનારી છોકરી ' **અવી** ' માપનાં પ્રમાણ જેટલું સુતર વધુ નાખે ( એટલે એક આંટી જેટલુ બો વધારે નાખે ) તો તે શખ્સ જીવતાં જીવત અશો નહિ ગણાય. અને મુઆબાદ સઉથી સરસ હીસ્સો ( બેહેસ્ત) મેલવી શકે નહિં. દરવંદોની તે દુન્યા કે જે અંધારાંની લગતી અંધારાં તોખમના અંધારાંની છે, ત્યાં તે માણસ ( મુવેલાંપર જોઇએ તે કરતાં વધુ કપડું નાખનાર ) જાય છે. તે માણસનું પોતાનું કરતુક તેનાં પોતાનાં ખરાબ કાંમોને લીધે તેને દરવંદની સઉથી ખરાબ દુન્યા ( દોજખ ) માં લઇ જાય છે."

## ( " ગુજરનાર શખ્સ માટે તેના શરાહની જગ્યા. " )

બુલંદ માજદીઅસની દીનનાં ફરમાન મુજબ ગુજરનાર આસામી માટે તેની શરાહની જગ્યા એવી બનાવવી કે તેનાં કદ ઉપરાંત આજુ બાજુ વધારે જગ્યા દબાય નહીં તે સંભાલ રાખવી.

અવસ્તામાં એવું જણાવેલું છે કે ગુજરનારનાં તન માટે એક ' કટ ' બનાવ્વો જેને ' શ્રાઇઓકટ ' કહે છે એટલે ગુજરનાર આસામીનાં માથાથી પગ સુધી તેમજ આજુબાજુથી તેનાં બદન કરતાં વધુ જગ્યા દબાય નહિં એવી જગ્યા બનાવ્વી (હાલ ગડેલા પથ્થરની લાડી વપરાસમાં લેવામાં આવે છે.) પછી પેલી જોડ થયલા શખ્સોએ ગુજરનારનાં તનને ઉપલી જગ્યાએ મુકી, સગદીદ કરાવી તે જમીનની આજુબાજુ ત્રણ કશ ખેંચીને તે પેવંદ થયલી જોડ એલાયદી બહાર આવી બાજ મુકી ગોશલ કરે ( સરવેરથી નાહે ) અગરજો અડચણના સબબે ગુજરનારની હયાતીમાં આગળ જણાવ્યા મુજબ પેવંદ વળગી જોડ નહીં બેઠી હોય, તો તે ગુજરનારને સંજોગવા માટે એક જોડને (ઉપર મુજબ) બાજ આપી ગુજરેલાં માણસને અડકાવીને આગળ જણાવ્યા પ્રમાણે દરેક ક્રિયા કરી તેને માટે તૈ· યાર કરેલીજગ્યાપર મુકીને પેલી જોડ બાહાર આવી બાજ મુકયા બાદ રીમન નહવાડે.

## ( " રવાંન આગળ આતશ રોશન રાખવાની જરૂર " )

વંદીદાદની ૮ મી પરગરદનાં ૭૯ ) અને ૮૦ ) માં ફકરામાં જણાવેલું છે કે 'જે' ઘરમાં રવાંન થયું હોય ત્યારે તુરત આતશ રોશન કરવો. યાને જયાં આદમી ગુજર્યું હોય ત્યાં સારી ખોશબોદાર ચીજ કેવી કે ' ઉરવાશન ' ( સુખડ ), ' વોહુકેરેતી ' (અગર) ' વોહુગોન ' ( લુબાન ) ' હધાનએપત ' ( ખુશબોદાર ધુંઇ ) તે જગ્યાએ રાખવી જોઇએ. "

મરણ વખતે તુરત આતશ રોશન કરી સારી ખુશબોઇ બાલવાથી ફાયદો છે, કેમકે કેટલાંએક દર્દીઓ એવાં કઢંગા અને ખરાબ દર્દથી બીમાર થઇ મરણ પામે છે કે તેવાં દર્દીની હવા બીજાં હયાત આસામીઓનાં દમમાં આવ્વાથી ઝેરી હવા ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. કારણ ગુજરનાર આસામીનાં કાલબુદમાંથી તેનો જીવ ગયા બાદ ઝેરી હવા બાહાર ફેલાય છે, જેથી આતશ સ્વચ્છ હવાને

નાબુદ કરી સ્વચ્છ હવાનો ફેલાવો કરે છે. આજકાલ વૈદક શાસ્ત્રમાં ફરમાવ્વામાં આવે છે કે આતશપર ખુશબો બાળવાથી આતશી જોત ઝેરી હવાનો નાસ કરે છે. યાને હવા સ્વચ્છ થાય છે, પણ આપણી બુલંદ માજદીઅસની દીનમાં એ ફરમાન હઝારો વર્ષોથી જારી છે જે બાબે દાનેશમંદ ધર્મી જરથોસ્તી અજાણ્યાં નથી. એ ફરમાનને લગતો અવસ્તાનો ફકરો નીચે મુજબ છે.

## "અવસ્તામાં"

"યો એસમો અશીઅ બરત, સપેંનતેમ જરથોશતર. ઉરવાશની યાહુવા, વોહુગોનહેહ્વા, વોહુ કેરે તો ઇશવા, હદાનેપેતીયાહુઆ, કાંમ ચેતવા, હુબોઇતેમનામ ઉરવરનામ અહમાત, કહેમાત ચીત નએમનામ, હજંઘર ધનપેતી, જસેતી, આતરશ મજદાઉ, અહુરહે દેવનામ, મેનીઅવનામ, તેમસચેથરનામ, દરવંતામ, બેજવત, યાતુનામચ, પેરીકનામચ"

## 'ગુજરાતી અર્થ'

જે કોઇ શખ્સ આતશની ઉપર સુખડ, લોબાંન, અગર, અને દાડમનાં ઝાડનાં સુઘંધી લાકડાં લઇ જાય તો આતશ દરેક દિશાએ સુઘંધીદાર પવન ફેલાવે છે, અને દરેક દિશાએ જ્યાં પવન ફેલાય છે ત્યાં પાક અહુરમજદનો પવિત્ર આતશ સ્વચ્છ હવાને ખરાબ કરનારાં દરવંદો, દોજખી, જાદુગરોને હઝારઘણો મારનાર તરીકે પોંહોંચે છે.

બીજું મરનારની ભોંય આગળ ચેરાઘ ( બત્તી ) રાખવામાં આવે છે જે રવાંનની જગ્યાથી ત્રણ કદમ દુર રાખવી જોઇએ.

## ("રવાંનપર ધેહેસારી અવલમજ઼ંલ પોંહોંચાડવાની ક્રિયા.")

રવાંન ઘરમાંથી લઈ જતી વેળા નસસાલારો જુનાં કપડાં[1] પેહેરી હાથે પેવંદ કરી તે ગુજરનારનાં કશની જગા આગળ ત્રણ કદમ દુર રહી "સરોશ

**બાજ અસ્ત વહીતીશ અશહે"** સુધી પઢે, ત્યારબાદ એક આથોરનાનની જોડ ગોસલ કરી સાફ કપડાં પેહેરી પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી, પેવંદ વળગી, ઘેહેસારણું પઢવું શરૂ કરે, અને ઘેહેસારણું પુરૂં થવાબાદ નસાસાલારે પેલાં રવાંનને સગદીદ કરાવે, ત્યારપછી રવાંનને બાહાર લાવીને બીજા ખાંધીઆઓ પેવંદ કરી બાજ લઇ બાહાર ઉભા હોય છે તેની સાથે હમાજોર થઇ, રવાંનનું મોહોડું આગલી તરફ રાખી દોખમે[૨] લઇ જાય છે ત્યાં રવાનને મેલે છે કે જેથી માંસ ખાનાર પક્ષીઓ તેની ચાસણી કરે.

---

## ( 'ગુજરનાર આસામીની પાયદશ જવાની બીનાં.' )

કોઈપણ આસામી ગુજરે તેની પાયદશે જવાની હયાત આસામીની ફરજ છે જો પાયદશ જાય તો તેનો સવાબ દરેક કદમે એક તનાફુર લાગે, માટે પાયદશ જવું. પ્રથમ પવિત્રાઇથી પાદીઆબ કુસ્તી કરીને જે કોઇ ગુજર્યું હોય તેને દરવાજે જઇને ખુરશેદ મેહરની નીઆઇશ કરવી, તેટલે પાયદશ જવાના હોય તે બબે જણ પેવંદ વળગીને સરોશ બાજ અશહે સુધી પઢે ત્યારબાદ બાજ તથા પેવંદ મજબુત રાખીને જે કોઇ ગુજર્યું તેને નસેસાલર લઇ જાય તેની પછવાડે ત્રીસ કદમ દુરથી ચાલે. રવાંન સાથે પહેલી આથોરનાનની એક જોડ જાય અને તેઓની પાછળ પાયદશે જનાર આસામીઓ ઉપર જણાવ્યા મુજબ જાય.

દુઃખમાં નજદીક પોંહોંચ્યાબાદ નસાસાલાર દુખમાં આગળ ગેહાંન રવાન સાથે મુકે, અને દોખમાના દરવાજાને સગદીદ કરાવે, પછી દોખમાંનો દરવાજો ઉઘાડીને નસો દોખમામાં મુકી બાહેર આવી દરવાજો બંધ કરે, પછી પાયદશે જનારા દુર સગડી આગળ ઉભા રહેલા છે, તેઓ સરોશબાજ મુકે. નેમસચા યા આરમેતેશ ઇજાચા વાર (૩) પઢે. યથા અહુ વેરીઓ (૨) યસનેમચા વહમેમચા, ઓજસચા, જવરેચા, અફ્રીનામે, સરોશહે અશીઅહે તખમહે તનુ માથરહે દરશી દરોશ આહુરીઅહે* અશેમ વોહુ (૧) હજંઘરેમ બેશજનામ

---

૧ નોટ—એ બાબે આગળ ગુજરનાર આસામીની ગુજરતી વેળાની ક્રિયામાં જણાવ્યું છે. ૨. વંદીદાદની ૬ ઠી પરગરદમાં જણાવ્યા મુજબ પાણી ઓરવર ખેતીવાડી. તથા સગ વિગેરેથી તેમાં જવાઇ શકાય નહિં એવી ઉંચી પાહાડી જગ્યાએ દોખમું બાંધવું જોઇએ.

બેવરે બેશજનામ ( વાર ૩ પઢે ) અશેમવોહુ (૧) જસમે અવંઘહે મજદ, અશહે હુતાશતહે, હુરોદહે, વેરેથરઘનહે, અહુરદાતહે, વનનતી આફુસચ, ઉપરતાતો, શવાશહે ખદાતહે, જરવાનહે અકરનહે, જરવાનહે દરેઘો ખદાતહે અશેમ વોહુ (૧).

બાદ નમસકાર હોખમાનો પઢે અને નીરંગ લઈને સરોશબાજ પઢેઆ પછી પાણીએ કરી પાદીઆબ કુશ્તી કરી, નીઆફ્શ તથા પતેત જે કોઈ ગુજર્યું હોય તેની નૈયતે પઢીને ત્યાંથી ઘર તરફ થોડાંએક કદમ ચાલીને જમીન સુજારે જમણે હાથે કપડાનું પેવંદ ધરીને તે હાથ જમીનપર મુકે, અને જમણા પગનું ગુઠણ જમીનપર મુકીને યથા અહુવેરીઓ (૧) પઢેઆ પછી ત્રણ કદમ ચાલીને ફરી બીજીવાર એજ પ્રમાણે પેવંદ જમીન સુધી કરીને યથા અહુ વેરીઓ (૧) પઢે, ફરી ત્રિજીવારબી એજ રવેશે યથા અહુ વેરીઓ (૧) પઢી રહ્યા પછી સરોશ બાજ અશહે સુધી પઢીને યથા અહુ વેરીઓ પઢતાં જે ગુજર્યો હોય તેને ઘેર જાય ત્યાં બેશી સરોશ બાજ મુકીને પોતાને ઘેર જાય અને સેતાબીથી ગોસલ કરે, પહેલાં રેતી યા, લીંબુ તમાંમ બદનને લગાડે તે સુકવીને પાણીએ ગોસલ કરે.

## ( "ગુજરેલાંની નૈયતે ત્રણ દિવસ સરોશ, યજશની, વંદીદાદ વિગેરે કરવાની જરૂર." )

અવસતા પ્રમાણે જે કોઇ ગુજરે તેની નૈયતે પેહેલા ત્રણ દિવસ સરોશની ખશનુમને યજશને તથા ત્રણ વંદીદાદ કરવાને ફરમાવ્યું છે વંદીદાદ કરતાં સરોશની યજશનેની વધુ જરૂર છે. તેમજ તે ત્રણ દિવસમાં દરેક ક્રિયા સરોશની ખશનુમને કરાવવામા આવે છે. અરૂવેસરૂથરેમ ગેહેમાં સરોશની ખશનુમને આફરગાન કરાવવું તથા દરેક ગેહેમાં સરોશ બાજ ઇજાવવી.

ધારો કે દરેક ક્રિયા એ ત્રણ દિવસમાં સરોશની ખશનુમને કરાવવામાં આવે છે કારણ ઇનસાન માત્રનું ખાકી તન આ દોરંગી જેહાંન જે એક 'બાગે તીલસમ' છે તે સાથનો સંબંધ છોડવા પછી પેલી હમેશગીની પવિત્ર જેહાંનમાં તેનું જવું થાય છે, ત્યાં જે ઇનશાનની જેવી કેરદાર તેવી તેને જગા મળે છે. અને જે કોઇ આસામી આવ

ત્રણ પાંચ દિવસની નાપાયદાર દુન્યામાં કંઇપણ કામ કરતાં યા પગલું ભરતાં મીનો ( પેલી દુન્યા ) નો ખ્યાલ મનમાં રાખીને હુમત, હુખ્ત, હુવરસત, અને મનશની, ગવશની, કુનશનીનો વિચાર મનમાં રાખીને ચાલ્યું હોય છે, તો બેશક તે જેહાંનમાં સરોશ એક મુરબ્બી તરીકે તેને મદદ કરે છે, તેમજ તે ગુજરનારની ત્રણ દિવસ સુધી ચીનવત પુલ આગળ પાશબાની કરે છે, પણ ચેહારૂમની બામદાદે રશ્ને રાસ્તને કાંટે ઇનસાફ કરતાં જે પાપી ઠરે છે તેને ' વિજર્ષ ' નામના દેવથી હેરાનગતી ભોગવવી પડે છે, કે જે વખતે તે રવાંનના અતીશય કાલાવાલા અને વિનંતી ફોકટ જાય છે. ( એ બાબે જુઓ બન્ને સરોશ યશ્તની ફુટનોટ. )

ઇનસાન માત્રનો આ જે દુન્યામાં જન્મ થતી વેળા જેમ દાઇની જરૂર પડે છે તેમ તે જેહાંન પોહોંચતાં તેને ફરેસ્તાની મદદ જોઇએ છે, જે સર્વ ઉમેદો ખુબસુરત પુર જોરાવર ભલો સરોશ ઇઅજદ પુરી પાડે છે તેથી ગુજરનારની નેયતે ત્રણ દિવસ સુધી સરોશની ખશનુમને યજશને કરવાનું ફરમાન છે.

## ( 'પાદરૂજેહ' ( ઉઠમણું )

બુલંદ જરથોસ્તી દીનમાં કોઇબી આસામી બેહેસ્તી થવાથી ત્રિજે દિવસે સાંજે ઉઠમણું કરવામાં આવે છે અને ચાહારૂમની બામદાદેબી ઉઠમણું કરવામાં આવે છે. ઉઠમણું શબ્દ ગુજરાતી ભાષાનો છે. હિંદુ લોકોમાં એવો રેવાજ છે કે જે કોઇ ગુજરે તેને બીજે દિવસે યાતો ગુજરે તેજ સાંજે વખત પુગતો હોય તો બ્રાહ્મણ સોરે ક્રિયા કરાવે છે તેને ઉઠમણું કહે છે.

પણ આપણી ભાષામાં એને 'પાદરૂજેહ' કરી લખે છે એટલે '**રવાંનને બદલો મેળવ્વાનો વખત**' રવાંન પોતાનાં ચાહારૂમની બામદાદે બદલો મેળવી શકે છે માટે ઉઠમણાની મીજલેસ ચાહારૂમની બામદાદે ( એટલે ત્રિજે દિવસે રાતની છેલ્લી ઉશહેનગેહમાં ) કરવી વધુ બેહેતર છે, તે વખતે મરનારનાં ખેશખેશાવંદો, દોસ્ત આસનાવો, મીત્ર વખાણનારાઓ, લાગતા વલગતાઓ, વિગેરે આસામીઓએ ચોકકસ જગ્યાએ એકઠા મળી, તમામ ' શેહેનશાહોનાં શેહેનશાહ રેહેમી અહુરમઝદ ' પાસે તે મરનાર માટે સુક ગુજારી કરવી કે તે ' સાહેબે બીનયાઝ ' મરનારનાં રૂહને શાંતી અને લાયક જગા બક્ષે.

બુલંદ માજદીઅસની દીનનાં ફરમાન પ્રમાણે અનજુમન એકઠી મળી એક દિલ થઇ, ( કોઇપણ ) ધર્મક્રિયા કરે તો ' પાક ખુદાવંદ ' તે ક્રિયા કામ વધુ પસંદ કરે છે. અને તે ક્રિયા વધુ અસરકારક યાને અનજુમનની ચાહેલી દોઆ તથા વિનંતી અને સુક ગુજારી તે ' **મઝદાઓ નો મઝદાં** ' કબુલ રાખે છે.

ખુદ જરથોશ્તીઓની ફરજ છે અને ધર્મી જરથોશ્તી તેમાં પુરતી રીતે વાકેફગાર છે કે કોઇપણ જરથોશ્તીનાં આ જેહાંનથી કુચ કરી જવા બાદ તે ગુજરનાર માટે ' **પાક અહુરમઝદ** ' આગળ સેતાઇશ કરવી કે તે ' **હફ્ત કેશ્વરનો માલેક** ' મરનારને સારી જગા બક્ષે.

હાદોખત નુસકથી એવું જણાયલું છે કે કોઇપણ જરથોસ્તી ગુજરે તેનું રવાંન ત્રિજી રાતની બામદાદે તે મીનો જેહાંનમાં જાય છે પણ ગુજરવા પછી ત્રણ રાત સુધી તે આદમીનો જીવ પોતાના શરાહની જગા આગળ રહે છે.

તેથી ગુજરનારનાં ખેશખેશાવંદ, દોસ્ત આસનાવો, મિત્ર વખાણનારાઓએ મરનારની નૈયતે ત્રિજે દિવસે ગુજીરન ગેહેમાં ( બે ખુરશેદ અને બે મેહેરની નીઆઇશ ) ગુજીરન ગેહે, સરોશ હાદોખત અને પતેત, દરેક આસામીએ પઢવું જોઇએ, અને તે પઢતાં નહિ આવડે તો તેટલા 'અહુનવર' પઢવા જોઇએ ( અહુનવર બાબે આય કેતાબને ૯૨૩ મે સફે જુઓ ). અને જો ઉઠમણું આદરાંન, અથવા આતશ બેહેરાંમમાં કરવામાં આવે તો, ઉઠમણામાં જનાર આસામી ગુજરનારની નૈયતે અવસ્તા પઢી સુખડ ખુશબો તે પાક મકાનમાં આપે તો ઓર સવાબ વધુ હાંસલ થાય અને ગુજરનારનું રૂહ શાદ ( ખુશાલ ) થાય.

ઉઠમણાંની મીજલસમાં ફુલ વિગેરેનું ભણતર કરાવ્વામાં આવે છે, તેને **નીરંગે બુઅદાદન** 'કરી કહે છે' આપણે એને ચાલુ રેવાજ મુજબ ' **ધુપ નીરંગ** ' કહીએ છીએ, એ ક્રિયામાં જે ભણતર ભણવામાં આવે છે તે બેહેશ્તી રવાંનને બેહેસ્તમાં જતી વેળા જે ખુશબો મળે છે અને ખુશાલી ઉત્પન્ન થાય છે તે અગાઉ બેહેસ્તી થયલા અશો રવાંનો તે ગુજરનારને એસતેકબાલ લેવા આવે છે તે સઘળા બનાવોની યાદ રાખનારી નિશાનીઓ તે જગ્યાએ બતલાવ્વામાં આવી છે, અને ગુજરનારનું રવાંન પુર જોરાવર સરોશની મદદથી પુલગુજાર થાય અને મીનો ( પેલી દુન્યા ) ના ' **વડા જડજ રાસ્ત મેહેર** દાવર'ની દરઘાહમાં 'રશ્ને રાસ્ત'ને કાંટે સાચ્ચું અને ફતેહમંદ ઉતરે તે બાબે

દોઆ ચાહાવાની મતલબથી ' ખુબસુત સરોશઅશો ' ની ખશનુમનથી ધુપ સારવામાં આવે છે. તે ઉપરથી આપણ ખાકી હસ્તી ધરાવનાર અને આખરે તે મરનાર માફક એક દીન આ ફાંની જેહાંનથી વાસો ઉઠાવી જનાર હયાત આસામીએ બોધ લેવાનો છે કે આપણે પોતે પણ એક દિવસ તે ગુજરનાર માફક આપણી આ ફાંની મુસાફરી પુરી કરી તે દાદારની દરઘાહમાં આય લોભી અને નાપાયદાર દુન્યામાં કીધેલાં કાંમોની કેરદારનો હીસાબ સુમાર આપવાને જવું છે તો દુન્યામાં નેકીનાં કાંમો કરી પાક અહુરમઝદ તરફની જે જે ફરજો છે તે બજાવ્વી, કારણ મુવા બાદ પાછલ રહેનારાંઓ લાખોનો ધર્મ કરે તો તે નકામો છે, તે ખર્ચ જે કરે તેને પોતાને માટેજ છે, કેહેવત મુજબ—' કીધું હાથે અને લીધું સાથે '

' ધુપ નીરંગ ' નો મુખતેસર સાર નીચે મુજબ છે.—

"આ હદ વગરનાં જમાનાનાં સાતે ખંડોમાં ભલી બહેતર માજદીઅસની દીન અને જ્ઞાનનો ફેલાવો થાય, એ દીનને લગતું કંઇબી કાંમ યા પુછપરછ સુસ્ત થઇ હોય તે આબાદી અને ઉલટ ભરેલી થાય, દીનનાં ફરમાનોનું કબુલ થવું થાય, બદી ગુનેહગારી, જાદુઇ અને કાફેરીનું જોર તુટે. જેઓ ભલી દીનમાં નહિ હોય તેવો સામેલ થાય જેઓ જાણી જોઇને રાસ્ત રાહપર નહિં આવશે, તેઓ ઈનસાફી મેહેર દાવરનો નજદીક બેશક ઘટતા બદલાને પામશેજ."

## ('ગુજરનારને બેસવા અથવા તેનાં ઉઠમણામાં જનાર બાનુઓ બાબે')

હાલ આપણામાં કોઇ ગુજરે તેને બેસવા અને તે ગુજરનારનાં ઉઠમણાંની ક્રિયા વખતે જનાર પારસી બાનુઓએ પણ જાણવાની અગત્ય છે કે જે કોઇ ગુજરે તેને બેસવા જવું હોય તો પોતાની ગુંજાસ મુજબ સુખડ લઇ જવું, અને ગુજરનારનાં રવાંનને સેજદો કરી પવિત્રાઇથી કુશ્તી પાદીઆબ કરી આગળ જણાવ્યા મુજબ તે ગુજરનારની નૈયતે અવસ્તા પઢવા અને સુખડ બાળવું અને ઉઠમણામાં પણ તેજ મુજબ ક્રિયા કરવી જોઇએ, નહિં કે ખાલી રૂદન, અને તારી મારી નિંદા અને ફોકટનાં કુઠલા કરવા. હાલ ઉઠમણામાં પોતાની ગુજાસ મુજબ હયાત બાનુઓ અને અહસ્થો ગુજરનારની નૈયતે નાણાની રકમ ધર્માદા આપે છે, તેવી પ્રકારે ખરો ધર્મ કરવાથી ઓર સવાબનો વધારો છે.

## ('ત્રિજે દાહાડે ઉશાહેન ગેહેની ક્રિયા')

મરનારને ત્રિજે દિવસે પાછલી રાત્રે ઉશહેન ગેહેમાં ચાર બાજ ઈજાવ્વી

